# વેરાનમાં

ઝવેરચંદ મેઘાણી



ભારતી સાહિત્ય સંઘ
૧૩૮, મેડોઝ સ્ટ્રીટ, કોટ–મુંબઇ
૧૬, શ્રીમાળી સોસાયટી, અમદાવાદ

પહેલી આવૃત્તિ ૨૫૦૦ ઓકટોબર ૧૯૩૫
બીજી આવૃત્તિ ૬૫૦ ફેબ્રુઆરી ૧૯૪૪



કિંમત
૨-૦-૦

• પ્રકાશક •
લક્ષ્મીદાસ પુરુષોત્તમ ગાંધી
ભારતી સાહિત્ય સંઘ
શ્રીમાળી સોસાયટી અમદાવાદ

• મુદ્રક •
ચંદુલાલ જેઠાલાલ વ્યાસ
સ્વાશ્રય મુદ્રણાલય
સૌરાષ્ટ્ર રોડ • રાણપુર

શ્રી મેઘાણીનાં હવે પછી

બ હા ર પ ડ ના રાં

# પ · રિ · ભ્ર · મ · ણ

ખંડ ૧–૨

પોતાની અનોખી શૈલીએ અને દૃષ્ટિએ સાહિત્ય-વિવેચનાની માંડણી કરી આપતાં જીવતાં પ્રસંગચિત્રો, આંદોલનો, અવલોકનો, પ્રવેશકો અને પગદંડીઓ.

ભારતી સાહિત્ય સંઘ. મુંબઈ–અમદાવાદ.

## બીજી આવૃત્તિનું
# નિવેદન

પત્રકારત્વના 'વેરાન'માંથી વીણેલાં આ પુસ્તક માંહેનાં પુષ્પો : મને હમેશાં પ્રિય રહ્યાં છે. આજે પણ વર્ષ પછી વર્ષ ચાલુ રહેલી એ વેરાનની વાટે, ભાઈશ્રી ઈશ્વરલાલના ઉત્સાહને લીધે મને આ પુષ્પોના પ્રુફવાચનનો પુનઃ મધુ–આસ્વાદ સાંપડયો છે. ઘણાં વર્ષો બાદ જૂની વેરાનદશાના મારા એ મહાપ્રાણ સાથીઓ–વિકટર હ્યુગો, રોમાનોવ, ગોરકી વગેરેનો સંપર્ક તાજો થયો છે. બધા પ્રસંગોએ પોતાની અખૂટ તાજગીથી પુનઃ અંતરમાં સૌરભ મૂકી છે.

વેરાનની વાટ તો કોણ જાણે કયારે પૂરી થશે. આવરદાને છેડે પણ આપણી ઝંખનાનું કુસુમ–કાનન કદી કોઇ માનવીને ભાગે આવે છે કે નહિ તે તો ખબર નથી. મોટા ભાગને તો એની પ્રાપ્તિની આશાએ દોડ્યા જવું એ જ નિર્માણ છે. મારૂં યે એવું હોય તો ભલે હો, ફક્ત જો આવાં પુષ્પો માર્ગે મળતાં રહેશે તો મજલ ખેંચી શકવાની મુરાદ છે.

ભાઈશ્રી ઈશ્વરલાલ અને લક્ષ્મીદાસના સ્નેહથી મારા આજ સુધીના સાહિત્યસૃષ્ટિમાંના પરિભ્રમણના બીજા વિવેચનલેખો, આંદોલનો અને શબ્દચિત્રોનો સંગ્રહ પણ છપાવા જાય છે. મારી શબ્દ–યાત્રામાં રસ લઈ રહેલ વિશાળ વાચકવૃંદને : એમાંથી પણ આનંદ લાધશે એવી ખાતરી થયા પછી જ એ સાહસ ખેડયું છે.

રાણપુર : ૧૦–૨–'૪૪ — ઝવેરચંદ મેઘાણી

# થોડુંક અંગત

૧૯૨૨ માં હું દિશાશૂન્ય હતો. કલકત્તાની નોકરી છોડીને કાઠિયાવાડમાં આવ્યો હતો. સ્થિર થવું હતું. ખેતીના ઉધામા ચડયા, વ્યાપારી સ્વજનો વ્યાપાર તરફ ખેંચવા લાગ્યા. દેશી રજવાડાની નોકરી પણ બહુ દૂર નહોતી. સહુ કોઈ ભાંગ્યાના ભેરુ જેવી શિક્ષણની નોકરી તો સામે જ ઊભી હતી.

ખરાબે ચડેલા નાવને મારા બેત્રણ લેખોએ બચાવ્યું. અમર રસની પ્યાલી, ચોરાનો પોકાર વગેરે લેખો 'સૌરાષ્ટ્ર' પત્ર પર ગયા, છપાયા, અને તે પરથી ભાઈશ્રી અમૃતલાલ શેઠે મારો ડૂબતાનો હાથ ઝાલ્યો.

અમૃતલાલ શેઠ પત્રકાર બન્યાને ત્યારે નવ જ મહિના થએલા. એમના સ્વયંસ્ફુરિત પત્રકારત્વે ગુજરાતમાં નવી ભાત પાડી હતી, સૌરાષ્ટ્ર લેખન–શૈલી આજે જૂની થઈ છે. ચવાઈ ચવાઈ છોતાં જ રહ્યાં છે એનાં; એમાંથી સ્વાભાવિકતાનો આત્મા ગયો છે, પણ ૧૯૨૧–૨૨માં એ શૈલી લોકોને મુગ્ધ કરતી.

આવી નવીનતા ભાઈ અમૃતલાલની કલમમાં કોણે પૂરી હતી? દેશી રાજ્યોની આપખુદી જોડે બાખડનાર લડાયક

જુસ્સાએ ? મહાસભાની નવપ્રદીપ્ત નિર્ભયતાએ ? ના, મને તો લાગે છે કે એ નવીનતા સાહિત્યસેવનમાંથી નીપજી હતી. શ્રી. શેઠ પત્રકાર બન્યા, તે પૂર્વે ઘણા વર્ષના જૂના સાહિત્યસેવી હતા. કવિ પણ હતા—'ચાલો વ્હાલી જગતભરના ભોગમોજો ત્યજી દો !' એ મંદાક્રાન્તા કાવ્યના કર્તા શેઠ છે એવું તો એ કાવ્ય પર અનુરાગ થયા પછી મેં આઠેક વર્ષે જાણેલું. આ સાહિત્યપ્રેમે જ શેઠના પત્રકારત્વને ભાષાવૈભવ, ઊર્મિરંગો અને કલ્પનાયુક્ત કલાવિધાન ચડાવ્યું. એ સાહિત્યદૃષ્ટિથી જ શ્રી. શેઠે પોતાની મદદે પ્રાસાદિક લેખક ભાઈ સુશીલને તેડયા હતા.

હું જોડાયો ત્યારે મેં જોયું કે માટીનાં જીર્ણ ભીંતડાં વચ્ચે બેસીને અમૃતલાલ શેઠ અને સુશીલ સૌરાષ્ટ્રનાં પાનાં પર સાહિત્યરંગી સાથિયા પૂરતા હતા. રોજીંદા અથવા અઠવાડિક દુનિયાના, રાજકારણના કે હરકોઈ ક્ષેત્રના અલ્પજીવી બનાવ ઉપર તે ભાઈઓ સાહિત્યનો ઝરી-કસબ કરતા. તેઓનું આ કસબકામ ખીજડાના ઝાડને છાંયે, અને કાગળોની પેટીઓ ઉપર ચાલતું. રજવાડાનું રાજકારણ પણ પ્રવાસ-પત્રો આદિના રૂપમાં શિલ્પવિધાન પામતું. પહેલા પાના પરની ભાવોદ્‌ગાર-પ્રથા પણ સૌરાષ્ટ્રે ચાલુ કરી. આંતરરાષ્ટ્રીય આંદોલનો ય સૌરાષ્ટ્રની લાક્ષણિક બાનીમાં બહાર પડતાં. આનું નામ પત્રકારત્વનો Literary Tone : સાહિત્યરંગી તોર.

મને તેડયો હતો સાહિત્યની શાખા ચલાવવા. પણ પત્રકારત્વથી નિર્લેપ રહી શકું તેવી બંધિયાર કુંડીએ બાંધેલી એ બન્ને પૃથક્ શાખાઓ નહોતી. હું બેઉ ક્ષેત્રમાં રમણ કરતો થયો. નવો મોહ પાતળો પડી જતાં ક્રમે ક્રમે પત્રકારત્વ મને

વેરાનરૂપ લાગ્યું. એ વેરાનમાં રેતીના વંટોળ ચડતા હતા. આંખો અંધી બનતી હતી. પગદંડીઓ નહોતી જડતી. કોને માટે, શાને માટે, કયા લોકશ્રેયાર્થે હું અગ્રલેખો ને નોંધો, સમાચારો ને પત્રો લખતો હતો તેનો આજે વિચાર કરું છું ત્યારે જવાબ ફક્ત એટલો જ જડે છે કે લખવાનું હતું માટે લખતો હતો.

એ વેરાનમાં બત્તી હતી કેવળ સાહિત્યરસની. એના ઝાંખા પ્રદીપે સાચી દિશાનો દોર ન ચૂકવા દીધો. અમૃતલાલભાઈના સાહિત્યલક્ષી પત્રકારત્વે 'સૌરાષ્ટ્ર'ની મુફલિસ વેળામાં પણ એક સરસ નાનું પુસ્તકાલય વસાવી કાઢ્યું હતું. અઠવાડિકના હરએક અંકમાં એ પુસ્તકોના વાચન પરથી અક્કેક બબ્બે સાહિત્યલેખનું શિલ્પ મૂકવાનો એમનો આગ્રહ હતો. એ નિયમ અમારી પાસે પોતે અચૂક પળાવતા. મારા લખેલા એવા લેખો માંહેલો એક લેખ મને આજે પણ યાદ આવે છે. 'એશિયા જાગે છે.' 'Rising Temper of The East' નામના પુસ્તકનો એ ચાર કટારોમાં પૂરેલો નિચોડ. સૌરાષ્ટ્રની એ નાજુક પુસ્તકશાળા આજે ય મારા હૃદયને રાણપુર રફ એક આછા પાતળા હીર–તાંતણે ખેંચતી રહી છે.

શુક્ર, શનિ ને રવિ: એ ત્રણ હતા પુસ્તક–લેખનના દિવસો, સોરઠી ગીતો–કથાઓને ગોતવા જવાના પ્રવાસ–દિવસો. એ દિવસોનો ય જે ફાલ ઊતરતો, તેના વિવિધ રસવંતા ખંડોનો અમે અઠવાડિકમાં થાળ ભરતા: નાટકોના પ્રવેશો, વાર્તાનાં પ્રકરણો, જગતઇતિહાસનાં ઉજળાં પાનાં, મિસર, કોરીઆ, આયરલેન્ડ અને હંગેરીની યશોજ્જવલ નવરચનાની

તવારીખો: ટાગોર, દ્વિજેન્દ્રલાલ ઇત્યાદિ બંગાળી સાહિત્ય-સ્વામીઓની વાનીઓ: (તેની તો બંગાળી ભાષાના રસિક અભ્યાસી ભાઈ સુશીલે જ પહેલ કરી દીધેલી.)

ચોથે વર્ષે મેં સૌરાષ્ટ્રના પત્રસંપાદનમાંથી મુક્તિ માગી. કેમકે એની અંદર આવશ્યક લેખાતા મતાગ્રહો, દુરાગ્રહો, પૂર્વગ્રહો, ને દાઝેભર્યા આવેગોને સહેવા જેટલું પાકું રીઢું મારું મનોબળ ન બની શક્યું. વેરાનમાં વંટોળા અને આંધીઓ વધતાં જતાં'તાં. પ્રચારલક્ષી, કેવળ વિઘાતક પ્રચારલક્ષી વિચારદાવાનલની રોશની વધુ ને વધુ આંખો આંજતી હતી. મેં મારી સાહિત્ય-દીવી લઈને જુદી વાટ ઝાલી.

એ ઝાંખી બત્તીએ મને દિશાદોર ચૂકવા દીધો નથી: મારાં ગીતો, વાર્તાઓ અને વિવેચનોનાં નવાં નવાં ફૂટયે જતાં ચાંદરણાંનું પણ મને એ ઝાંખી બત્તીએ જ દર્શન કરાવ્યું. સાહિત્યના પ્રદેશમાં મારું આજનું જે કંઈ સ્થાન છે, કેટલીક નવપગલીઓ મારાથી પડી શકી છે, ને હજુ ય જે વણચૂક્યું દિશાપ્રયાણ મારું ચાલુ છે, તે બધાની પાછળ પ્રતાપ એ નાની બત્તીના છે. એ બત્તીને ચેતાવનાર સૌરાષ્ટ્રના પત્રકારત્વની સાહિત્યરંગી જ્યોત.

'સૌરાષ્ટ્ર' બંધ પડયું, ને 'ફૂલછાબ' નીકળ્યું, 'ફૂલછાબ'ના સંચાલનમાં મને સાથે લેનારા સંચાલક ભાઈઓએ પણ મારી ઝાંખી બત્તીને આદર દીધો. 'ફૂલછાબ'નું કામ કોઈ પણ અમૂક વાદના વિજળીપ્રચારની પેટીમાં ન પૂરી દેતાં અમે એનાં પાનાંને મોકળાણ આપી—આપણી માનવતાનાં સર્વ અંગોને સ્પર્શે તેવાં બહુરંગી લખાણો ઝીલવાની. કાળ-

બળે એય બદલી ગયું. 'ફૂલછાબ' ને સૌરાષ્ટ્રના રાજરંગોમાં ઝબકોળવાનું કર્યું મેં ખરી મારગ આપ્યો.

કાળસંયોગો અઢી વર્ષ પર મુંબઇ લઈ આવ્યા. હું સિનેમાના ધંધાનાં બારણાં ઠોકતો હતો એવી વાતમાં વિકૃતિ હતી. મારાં ગીતો અને કથાઓને મારા જ કંઠથી પર્દા પર ઉતારવાનો એક પ્રયોગ, એક દિલસોજ ચિત્રપટકાર સ્નેહીની જોડે વિચારી રહ્યો હતો, પણ આજે તો એ વિચાર અભરાઈ પર છે. આથી વિશેષ કશું પ્રયાણ મેં ચિત્રપટના પ્રદેશમાં કર્યું નથી. બારણાં ઠોક્યાં નથી.

જીવતર પર એક હિમ પડ્યું હતું. આંગળાંનેય એ હિમે થિજાવ્યાં હતાં. એ હિમ ઉપર મિત્રોનાં સ્નેહ—કિરણો ચમકતાં રહ્યાં, ને ફરીથી મારાં છૂટાં થએલાં આંગળાંએ કલમ લીધી. 'પ્રતિમાઓ' ને 'પલકારા'ની વાર્તાઓ લખી.

દરમ્યાન અમૃતલાલ શેઠે 'જન્મભૂમિ'ની તૈયારી કરી. 'દેશમાં તને નહિ ગમે, આંહીં કામે લાગી જા.' કહીને એણે મને 'જન્મભૂમિ'ના દૈનિક સંપાદન પર જોડયો. એમાં ય એમણે મને મારી ઝીણી બત્તી અજવાળી શકે તેટલા પૂરતો જ સાહિત્યખુણો પકડવાની અનુકૂલતા કરી આપી. કેમકે સૌરાષ્ટ્ર સાપ્તાહિક જેને વેરાન જણાયું તેને દૈનિક 'જન્મભૂમિ'ની મરુદશા તો કેટલી વધુ લાગી જશે!

પણ ઉલટી સ્થિતિ દીઠી. રાજસ્થાની રાજરંગોથી મોકળો પુષ્કળ અવકાશ આ દૈનિકમાં દેખાયો. રોજીંદા સમાચારોના અહીં ખાતેના સંપાદકોએ સાહિત્યપ્રદેશને એકદેશીય ન માન્યો. અહીં પણ પહેલા દિવસથી માંડીને નાનાં ગીતો, પ્રેર-

ણાત્મક ઉદ્બોધનો, સ્વાનુભવે સૂઝેલી માર્મિક ઘટનાઓ તેમજ નવનવી વંચાતી ચોપડીઓમાંથી જડતા ચિત્રાત્મક શૈલીના પ્રસંગો દોરી આપવાનું પ્રિય કાર્ય કરવા મળ્યું. દૈનિક અખબારના પંથહીન વેરાનમાં ઝીણી સાહિત્ય–બત્તીએ માર્ગ દાખવ્યા.

આજે તમારી સન્મુખ જે ધરી રહ્યો છું તે બધાં પેલી ઝીણી બત્તીએ દેખાડેલી પગદંડીનાં જ પગલાં છે. એક દિવસ પુસ્તકાકારે મૂકવા થશે એવી ચોખ્ખા નેમ રાખીને જ હમેશાં અથવા અઠવાડીએ આ લખ્યાં હતાં. દૈનિક વર્તમાનપત્રની પસ્તીમાં તણાઈ જવા દેવાની ઉપરછલી ગણતરીથી એ નહોતાં દોરાયાં, અને વિષય એના દેખીતી રીતે જૂજવા જૂજવા છતાં એ તમામની આરપાર પરોવાએલો છે મારી એક જ ભાવનાનો દોરો, કે આપણી માનવતાને જગાડનારો સાહિત્ય–રસ એમાં હોવો જોઈએ.

વિશાલ પટ ઉપર હું ઘુમ્યો છું. વીકટર હ્યુગોના 'ધ લાફીંગ મેન' પરથી 'હું કોણ છું'નો ઉઠાવ કર્યો, રશિયન લેખક રોમાનોવના "વીધાઉટ ચેરી બ્લૉસમ્સ" પરથી 'જીવન–વાટ' ઉતાર્યું; 'દીકરાની મા' દોર્યું ગોર્કીના 'મધર' પરથી.

'રોજ સાંજે,' 'જાતભાઈઓ,' 'રંગમાં ભંગ,' 'એના પગની પાની,' 'જાનત હે દરદી દરદીકી' જેવાં મર્મચિત્રો જે નિજ-આંખે જોયું તેમાંથી નીપજ્યાં.

દરિયાપારનાં દૈનિકો સામાહિકોનો ઢગબંધ ફૂચો અહીં એકઠો થતો તેની અંદર દૈનિકના ખપજોગું સનસનાટીભર્યું ને રોમાંચક બધું ઉઠાવાઈ ગયા પછી મારે ભાગે જે વધતું તેમાંથી 'મારા પુત્રની ઇજ્જત' 'ચોપડીઓનો ચોર' 'જીવતો દફનાએલો' 'મૃત્યુની અંધારગલી' અને 'નવને વળાવ્યા' જેવાં વાર્તાચિત્રો આલેખવાનું મને ગમતું.

બીજાં અનેક ચિત્રો આમાં 'કલમ કિતાબ'ના પાનાંએ આપ્યાં છે. એ પાનાંને સાહિત્યના ચાલુ ચીલામાં ચલાવી કેવળ પુસ્તકોના અવલોકનોથી જ ભરવાની મારી યોજના નહોતી. સાહિત્યના સાંકડા સીમાડાને ભેદી પુસ્તકોના કરતાં એ પુસ્તકોની પાછળ રહેલાં લેખક-જીવનનાં નિગૂઢ બળોને મારે બહાર આણવાં હતાં, એટલે જ એમાં 'માનવપ્રેમી સાહિત્યકાર' 'પત્નીના પ્રણયસુખને ખાતર' 'તમારી પત્નીઓ લખે તો' 'વડવાંગડું' 'વીણાને નહિ વેચું' વગેરે જીવન-રહસ્યો દોરાયાં હતાં.

ચિત્રપટો-કોઈ કોઈ વાર જોવા મળતાં. (ચિત્રપટો જ જોયા કરવાની લતે ચડ્યો હતો એ પણ એક ગપ્પ જ હતી.) ને એ હું મારી વિશિષ્ટ દૃષ્ટિથી જોતો. કઈ એ દૃષ્ટિ?-'કલાકારનું વેર' વાંચનારને જણાઈ આવશે. એવાં તો કેટલાંય વિવેચનો જન્મી શકે તેવી રહસ્યાવસ્થાઓ અમુક અમુક ચિત્રપટોમાં પડી હોય છે. મેં એ રહસ્યમંથનને મારા સાહિત્યનું એક પ્રિય અંગ માન્યું હતું, ને તેથી જ 'પ્રતિમાઓ' 'પલકારા'નાં જીવન-ધબકતાં ચિત્રો મેં દોરેલાં.

રોજીંદા પત્રકારત્વને ઉતારી પાડવાને માટે તો મેં 'વેરાનમાં' નામ યોજ્યું નથી ને ? એનો જવાબ આ પુસ્તકમાંથી "વડવાંગડું" આપશે. હમેશાં સાંજના એકાદ બે કલાકના જીવન પછી પસ્તીના ઢગલામાં પડી જતું દૈનિક પત્રકારત્વ પોતાના ધ્વંસ ઉપર જાહેર પ્રજાની રસવૃત્તિને ચણે છે. એના એકેએક આંદોલનના રંગે પ્રજા રંગાય છે, એ ચડાવે તો પ્રજા ચડે છે, ને એ પછાડે તો પ્રજા નિઃશંક પડે છે. એવા સામર્થ્યની ઉપેક્ષા કે મશ્કરી જે મૂર્ખ હોય તે જ કરે. એવી ચેતના–વિદ્યુતનું વહન કરનાર દૈનિક પત્ર એકલા ફોજદારી મુકદ્દમાઓના અહેવાલોને માટે, એકલી સભાઓની વિગતો માટે, એકલા વ્યાપારભાવ અને એકલા રાજસ્થાની પ્રજાના પીડનોના 'દેકારા'ને માટે ન હોઈ શકે. આગળ કહ્યું તેમ એનાં પાનાં પર માનવીની માનવતા જાગૃત કરનારાં સંસાર-મંથનો રજુ થાય, સંસારની દિશે દિશને અજવાળતી વાદ–મુક્ત કલમો એમાં ઠલવાય, તો એની શક્તિ સોગણી વધી જાય. એનો પ્રજા પરનો પ્રભાવ, ચોકસ માપ નીકળી શકે તેટલો ઘનિષ્ટ બની જાય.

આજનું આપણું રોજીંદું પત્રકારત્વ દેકારાની દશાને પામ્યું છે તે તો એના સંચાલકો માલિકોની ટૂંકી દૃષ્ટિને પ્રતાપે. તેઓ 'આજ'માં રમે છે, 'આવતી કાલ'ની નવરચનામાં નહિ. તેઓ માનતા જણાય છે કે રાજદ્વારી છમકલાં છાપવાથી અને લીંબરડા પીપળાડી ગામોની ખળાવાડોના હવાલદારની ખબર લઈ નાખવાથી જ લોકો વાંચવા લોભાય છે: સાહિત્યનું પાનું તો જાણે કે પચાસ પચાસ વ્યક્તિઓના

વિલાસની વસ્તુ છે. આવી માન્યતાઓ જ દૈનિક પત્રકારત્વને એક શુષ્ક, શૂન્ય, સળગતા વેરાનનું સ્વરૂપ આપનારી છે. આવી માન્યતાઓએ જ પત્રકારત્વની ચેતના–વિદ્યુતને કેવળ સંહાર માટે, તમતમાટને માટે, ભજીઆં તળવાના તાવડા તપાવવા માટે નિયોજી છે. એ એક વિકૃત અને વિઘાતક માન્યતા છે.

રતિભાર સત્ય અને ખાંડી ખાંડી પ્રચારવેગ: પ્રજાના ચિરસ્થાયી વિચારભાવોને ઉવેખી કેવળ ક્ષણિક આવેશોનો જ ભડકો : સ્વતંત્ર તુલનાશક્તિનો હ્રાસ કરી ઉત્તેજના મૂકવાની જ રમણલીલા : એ કંઈ રોજીંદા પત્રકારત્વના ન નિવારી શકાય તેવા અનર્થો નથી. સાહિત્યદૃષ્ટિ પત્રકારત્વની શત્રુ નથી. દરેક લખાણ, છાપાંનું કે ચોપડીનું, જેટલું સાહિત્યરંગી બનશે, તેટલી એની ચોટ વધશે; એની માર્મિકતાને નવી ધાર ચડશે. એ ધારને સાહિત્યનું પાણી પાનાર નવો લેખક-વર્ગ આપણા પત્રકારત્વમાં જોશભેર દાખલ થઈ રહેલ છે. એટલે થોડાં જ વર્ષોમાં આજના પત્રકારત્વનો અનેક દુર્ગુણો-માંથી છુટકારો સંભવિત લાગે છે.

**મુંબઈ** **ઝવેરચંદ મેઘાણી**

૨૧ : ૧૦ : '૩૫

# અનુક્રમણિકા

# મેઘાણીની કૃતિઓ

**લોકકથાઓ**

સૌરાષ્ટ્રની રસધાર (ભાગ ૧–૫)
સોરઠી બહારવટીઆ (ભાગ ૧–૩)
સોરઠી ગીતકથાઓ
સોરઠી સંતો
પુરાતન જ્યોત
દાદાજીની વાતો
ડોશીમાની વાતો

**લોકગીતો**

રઢિયાળી રાત (ભાગ ૧–૪)
ચૂંદડી ભાગ (૧–૨)
ઋતુગીતો
હાલરડાં

**વ્રતકથાઓ**

કંકાવટી (ભાગ ૧–૨)

**પ્રવાસ**

સૌરાષ્ટ્રનાં ખંડેરોમાં
સોરઠને તીરે તીરે

**ચિંતન**

ધરતીનું ધાવણ (ભાગ ૧–૨)
લોકસાહિત્ય–પગદંડીનો પંથ

**ઇતિહાસ**

મિસરનો મુક્તિસંગ્રામ
સળગતું આયર્લેંડ
હંગેરીનો તારણહાર
એશિયાનું કલંક

**જીવનકથા**

દયાનંદ સરસ્વતી
બે દેશદીપક
ઠક્કર બાપા

**નવલકથા**

વસુંધરાનાં વહાલાં દવલાં
સોરઠ તારાં વહેતાં પાણી
સત્યની શોધમાં
ગુજરાતનો જય (ખંડ ૧–૨)
રા' ગંગાજળિયો
તુલસી–ક્યારો
પ્રભુ પધાર્યા
સમરાંગણ
અપરાધી
વેવિશાળ
નિરંજન

**નાટકો**

રાણો પ્રતાપ
રાજા–રાણી
શાહજહાં
વંઠેલાં

**ગીતો–કાવ્યો**

બાપુનાં પારણાં
વેણીનાં ફૂલ
યુગવન્દના
એકતારો
કિલ્લોલ

**વારતા**

મેઘાણીની નવલિકાઓ (ભાગ ૧–૨)
જેલ–ઑફિસની બારી
કુરબાનીની કથાઓ
ખોડેલાં દ્વાર
પ્રતિમાઓ
પલકારા
વેરાનમાં

# હું કોણ છું?

## [૧]

"**આ** કોણ છે?" સભાગૃહમાં શોર ઉઠયો.

"મહારાણીજીના સ્વામી સરકારને પંદર લાખનું વાર્ષિક સાલીઆણું આપવાની ના પાડનાર આ આદમી કોણ છે?"

"આટલી બધી ધૃષ્ટતા! આ કપાએલા હોઠવાળો, કુબડો, અસભ્ય જંગલી સભાસદ કોણ છે?"

ઉમરાવોનું સભાગૃહ ગણગણી ઊઠયું. ઉમરાવો એક-બીજાને ઈસારા કરી, ભવાં ચડાવી, એ વિરોધ કરનાર એકલા નવા ઉમરાવની સામે ડોળા તાણી રહ્યા.

દેશની તવારીખમાં કદી ન બનેલું આજ બન્યું છે. રાજ-નિષ્ઠ ઠકરાતોનો એક ઠાકોર જ ઊઠીને મહારાણીજીના સ્વામી સરકારનું સાલીઆણું નાકબુલે છે!

આશરે બે સૈકા પૂર્વેનો એક દિવસ હતો. અંગ્રેજ પ્રજા ઉપર એક મહારાણીનું શાસન હતું. એના પતિદેવને અપાતું સાલીઆણું ઓછું પડતું હતું. ઉમરાવોની સભામાં એ સાલીઆણાની રકમ પંદર લાખરૂપિયાની ઠેરાવવાનો પ્રસ્તાવ પેશ થયો હતો. એક પછી એક ઉમરાવે ખડા થઈ થઈ 'મંજુર' 'મંજુર' શબ્દ ઉચ્ચાર્યો હતો.

એક જ ઉમરાવ—નવીન જ આવ્યો છે આજે—એને કોણ જાણે શું સૂઝયું: એણે કહ્યું કે 'નામંજુર.'

આવો શબ્દ :સાંભળવાની આ પ્રતિનિધિ સભાને ટેવ નહોતી.

"કોણ છે આ? એને કોણ લઈ આવ્યું છે અહીં? નિકાલો અહીંથી."

હોઠ વગરનો 'હસતો' આદમી ઊભો જ રહ્યો.

ગઈ કાલે એ સર્કસનો બજાણીઓ હતો. આજે એ ઉમરાવ બન્યો છે.

એક જુની અને માતબર ઠકરાતનો એ ગૂમ થએલો વારસ બાળ ગઈ કાલે હાથ લાગેલો છે.

છારાંઓના હાથમાં પડેલું એ બાલક—એના હોઠ પર છારાં લોકોની છુરી ચાલી હતી.

એ છુરીએ એના મોં પર સદાનું હાસ્ય ચોડયું. એ અનંત હાસ્યને દેખી લાખો ગામડિયાં હસતાં ને પસો પૈસો દેતાં. "હસતો માનવી" એનું હુલામણું નામ પડયું હતું.

'હસતો માનવી' એ હાસ્ય તળે અનંત રૂદનને ઢાંકી અજાણીઓ બન્યો હતો. આજે નવી રાજખટપટે એને પાછો ઠાકોરપદે સ્થાપ્યો છે.

આજે પહેલી જ બેઠકમાં એણે ઉમરાવગૃહની તવારીખને એબ લગાડનારૂં વર્તન કર્યું છે.

"કોણ છે તું ?" સભાપતિએ ભ્રૂકૂટી ચડાવીઃ "ક્યાંથી આવે છે તું ?"

એણે જવાબ દીધોઃ–

"હું આવું છું ઉંડાણમાંથીઃ નીચલા થરમાંથીઃ ધૂળની અંદરથી."

પછી એણે અદબ વાળી, સભાસદોની સામે નજર ચોડી કહ્યું:

"હું કોણ છું ? હું કંગાલીઅત છું, હું હાડપીંજર છું. તમને ભાગ્યવંતોને હું એ શબ્દો કહેવા આવ્યો છું. સાંભળો."

[ ૨ ]

"તમે પૂછો છો હું કોણ છું ? હું નારકી છું, ઠાકોરો, તમે સાંભળો."

સભાગૃહમાં સોંસરી કમ્પારી ચાલી ગઈ. બધું સ્તબ્ધ બન્યું. 'હસતા' માનવીએ આગળ ચલાવ્યું:—

"તમે અટારીના વસનારા છો. ભલે રહ્યા. ભગવાનને ય એવું કરવાનાં કંઈક કારણો હશે. તમારી પાસે અસીમ સત્તા છે. અખંડિત મજા છે. અન્યની દશાની મોટી વિસ્મૃતિ છે. ભલે રહ્યાં.

"પણ તમારી અટારીને નીચલે મજલે—અથવા તમારા માથા ઉપર—પણ કોઈક છે. એટલું હું તમને યાદ આપવા આવ્યો છું. તમારી નીચે એક આખી દુનિયા જીવતી પડેલી છે."

જેમ જેમ એ બોલતો ગયો તેમ તેમ એ મહાકાય બનતો ગયો. એના પગની એડી જાણે કોઈ માનવાત્માઓના ઢગલા ઉપર ચંપાવા લાગી.

એણે ચલાવ્યું:

"હું એક કીડો છું, કે જે નરકમાંથી નીકળી આવે છે. ઠાકોર–બાંધવો! તમે સમર્થો ને ધનિકો છો. એ સામર્થ્ય અને સંપત્તિ જ તમારા નાશની સુરંગો છે. તમે અંધારી રાતનો લાભ ઉઠાવો છો. પણ સાવધાન! પ્રભાત સર્વશક્તિવંતું છે. એ આવે છે; નહિ, એ આવી ચુક્યું છે. એનો સૂરજ ઉગે છે. એને ગગનમાં ચડતો કોણ રોકશે?

"એ છે માનવ–અધિકારનો સૂર્ય. તમે છો સત્તાના નિશાચરો. હવે કંપજો. ઘરનો સાચો ધણી બારણાં ઠોકે છે. હું તમને ચેતવવા આવ્યો છું. તમારાં સુખ સામે તહોમત પુકારવા ઊભો છું. એ સુખ તમે તમારા પાડોશીના દુઃખમાંથી વણી લીધું છે.

[ ૩ ]

"તમારી પાસેનું સર્વસ્વ તમે અન્યની પાસેનાં ચીંથરાંમાંથી ઉપજાવેલ છે. સમર્થો! હું તો છું આશા હારી ચુકેલો

વકીલ: હાર્યા પક્ષની હિમાયત કરું છું હું: પણ હજુ અપીલ બાકી છે, ઉપલી અદાલતમાં એ પક્ષની જ જીત સમજજો.

" હું તો અવાજ માત્ર છું. માનવજાતિ એક મુખ છે. હું એની ચીસ છું. એ ચીસ નહિ સાંભળો તે ક્યાં જશો ?

" મારે જે કહેવું છે તેનો બોજો મને ચગદી રહેલ છે. હું કયાંથી શરૂ કરૂં ? ખબર નથી પડતી. દુઃખોની ગાંસડી. એમાં શી ગોઠવણ હોઈ શકે ? તમારી કને એમ ને એમ ઠાલવું છું.

" તમે અજાયબ થયા છો ? હું પણ ચકિત થયો છું. કાલે હું નટડો હતો, આજે ઠાકોર છું. કેવી લીલા ! કોની લીલા અગમની.

" ઠાકોરો ! આ વિરાટ ધરતીના ફક્ત પ્રકાશને જ તમે જોઈ શકો છો. પણ માનજો, એમાં પડછાયા પણ પડેલા છે. તમે મને અમૂક ઠકરાતનો રાજરાણો કહો છો, પણ મારું ખરૂ નામ તો છે મિસ્કિન નટડો ગ્વાઈનપ્લેન !

" હું અમીરજાદો જન્મ્યો હતો. પણ તમારા મહુંમ રાજાએ મારા પ્રજાપક્ષી પિતાને દેશવટે પતાવી દીધો. એ જ રાજાએ મને પતાવવા રૂ. દોઢસોમાં વિદેશીઓને હાથ વેચ્યો. તમે મને રાજશતરંજનું રમકડું બનાવ્યો. રાજાની રાજલીલાએ મને સંસારની ઊંડી ખાઈમાં ધકેલી દીધો. શા માટે ? એ અતલ ઊંડાણનો તાગ લઈ આવવા માટે:હું તળીએ ગયો હતો. ત્યાંથી સત્યનું મોતી લાવ્યો છું.

" હું બોલું છું. કેમકે હું જાણું છું. મેં જોયું છે, અનુભવ્યું પણ છે:—અને દુઃખ એ માત્ર બોલી નાખવાનો શબ્દ નથી, ચતુર જબાનનું થુંક નથી, ઓ સુખી લોકો !

[૪]

" હું અહીં નહોતો આવતો. મારૂં હૃદય અહીં નથી, બીજે ઠેકાણે છે, મારું કર્તવ્ય મને બીજે સ્થળેથી બોલાવે છે. "

બોલતાં બોલતાં એની આંખની કીકીઓમાં જાણે એક બજાણીઆ–ગાડીની અંદર બેઠેલી એક આંધળી કુમારિકા તરવરતી હતી. એના શરીર પર એ આંધળી પ્રિયતમાના હાથ જાણે ફરતા હતા; જે આંધળીને એણે એની ૭ મહિનાની ઉંમરે મુએલી માતાનાં સ્તનો ચૂસતી એક બરફના દાટણ તળેથી ઉપાડેલી હતી.

" પણ હું તમને કહેવા આવ્યો છું. કે તમે જે દુનિયાના માનવીઓ હોવાનો દાવો કરો છો, તે દુનિયા વિશે તમે કશું જાણતા જ નથી. હું તમને કહીશ કે એ દુનિયા કેવી છે. મને એનો પૂરો અનુભવ મળ્યો છે. તમારા બુટની એડી તળે ચેપાતો ચેપાતો માંડ માંડ સરકીને હું બહાર આવ્યો છું. તમારા બુટની એ એડીનું વજન કેટલું છે તે હું તમને કહી શકીશ.

' એક રાત્રિયે, એક તોફાનભરી રાત્રિયે એક નિરાધાર નાનું બાળ બની, અનંત સૃષ્ટિની અંદર એકાકી અને નમાયો

નબાપો હું આ સમાજને નામે ઓળખાતી અંધાર-ગલીમાં દાખલ થયો.

"દાખલ થતાં પહેલવહેલું મેં શું જોયું? કાયદો: એક ફાંસીને માચડે લટકતા માનવીને રૂપે! બીજી મેં દીઠી દૌલત, તમારી દૌલત: ટાઢ અને ભુખમરાથી મરી ગએલી એક ઓરતને રૂપે. ત્રીજું મેં દીઠું પ્રજાનું ભાવી: એ મુએલી માનાં થાન્જેલાં સ્તનો ચૂસતી એક અંધ બાળકીને રૂપે.

[ ૫ ]

"કંગાલીઅત સામે તમે હસો છો! લક્ષ્મીપુત્રો, મારી વિનવણી સાંભળી લો. હું કરગરૂં છું કે તમે દયા લાવો.

"કોની દયા? તમારી પોતાની જ. અત્યારે આફત કોના શિર પર ઝઝુમે છે? તમારા.

"ઇશ્વરને ત્રાજવે તમારો તોલ થઇ રહેલ છે; એક પલ્લામાં તમારી સત્તાસમૃદ્ધિ છે. ને બીજા પલ્લામાં છે તમારી જવાબદારી. પ્રભુએ પોતે કાંટો ઉપાડ્યો છે.

"હસો ના! ભલા થઇને વિચારો. તમારાં પાપપુન્યના તોલમાં તમારા અંતરાત્માની એક નાની શી ફુંજાટીથી જ પ્રભુ નિર્ણય કરશે.

"તમે દુષ્ટો નથી; તમે બીજા સર્વના જેવા જ છો; ન બહેતર કે ન બદતર. તમારી જાતને તમે દેવ ન માનો. કાલે તમને શરદી ચડે પછી જોઇ લેજો તમારૂં દેવત્વ કેવું થરથરી ઊઠે છે!

" તમારી અંદર નેકીદારો પણ પડ્યા છે; તેઓને હું સંભળાવું છું. તમારી અંદર અક્કલવાનો છે, મહાનુભાવો છે; તેમને હું આ સંબોધું છું.

" તમે બચ્ચાંના પિતાઓ હશો. જનેતાના પુત્રો હશો. બહેનોના બાંધવો ને પત્નીઓના સ્વામીઓ હશો. સુંવાળી લાગણીઓ તમને ય સ્પર્શતી હશે.

" આજે પ્રભાતે જ પારણામાં પોઢેલા પોતાના લાડીલા બાળકની ઊઘડતી આંખો ને હાસ્યભર મોઢું તમારામાંથી જેણે ધીરી ધીરીને નિહાળ્યું હશે, તેને હું દુષ્ટ કેમ કહું ? "

# જીવન-વાટ

[૧]

કોણ જાણે શાથી, મારો એ કૉલેજ્યન પ્રિયતમ કંટાળ્યો. એણે ઓરડીમાં બત્તી ઠરી. મને કહ્યું: "હવે તું જલદી અહીંથી નીકળી જા. મારો સાથી આવી જશે. લે, હું તને પાછલે બારણેથી પસાર કરી દઉં. કોઈ કદાચ દેખે!"

કૉલેજના છાત્રાલયની એની ઓરડીમાંથી લૂગડાં સંકોરતી હું પચાપ બહાર નીકળી ગઈ.

ચાર મહિના ગયા. એ અલોપ થયો હતો. મારા દેહમાં કંઈક પલટો દેખાતો હતો. હું સમજી ગઈ, મુંઝાઈ. શહેરની પ્રત્યેક આંખ, ઝાડનું એકેએક પાંદ, મકાનોનો હરએક પથ્થર મારી સામે તાકતાં હતાં.

મને મા સાંભરી. મારી મા મને નક્કી સંઘરશે: હું મારે ગામ ચાલી.

*

"શું થયું છે? ચુપ કેમ બની ગઈ? બહાર બેસવા ઊઠવા કાં નથી જતી દીકરી?"

"મા !......મા !" માને ખોળે ઢળીને મેં કહ્યું: "મારા પેટમાં...બાળક છે."

મા સળવળી. મને ખોળામાંથી ઉતારી ચાલી ગઈ. બીજા ઓરડામાંથી સંભળાવ્યું: 'તને ફાવે તે કરજે બાઈ! પણ ખબરદાર આંહીં મારી નજરે ન કરતી તારું......'

*

મને સાંભર્યું: માએ નાનાભાઈને પણ એકવાર એમજ કહેલું: બાવળી કુતરી વીંઆઈ તે દા'ડે: નાનોભાઈ મા કને દોડયો'તો: 'મા ! મા ! બાવળીને છ કુરકુરિયાં આવ્યાં છે મા ! શેરો કરી દે.

"ખબરદાર !" માએ કહેલું: "તારાં કુરકુરિયાનું તને ફાવે તે કરજે. મારી નજરથી વેગળાં રાખજે, નીકર..."

નાનો ભાઈ બાવળી કને ગયેલો. છ કુરકુરિયાંને ઢાંકીને બાવળી બેઠી'તી. બાવળીની આંખોમાં આજીજી હતી: નાના-ભાઈ, બહુ ભૂખી છું હો !

નાનાભાઈએ છયે કરકુરિયાંને ઉપાડયાં, એક કોથળામાં ભર્યાં. તળાવે ગયો, કોથળો પાણીમાં પધરાવ્યો. ઊભો ઊભો રડયો'તો.

મને એ સાંભર્યું—હું માની વાત સમજી.

## [ ૨ ]

ગામડામાં એ પાપ-કર્મ પતાવવું અઘરું હતું. માબા-પની ફજેતી થાય ! પાછી હું શહેરમાં ચાલી ગઈ.

ઉનાળાની રજાના દિવસો: છાત્રાલય ખાલી: રંગરોગાન થતા હતા; ચોમેર ઉકળાટ હતો. હું વિચારતી બેઠી: મારું કલંક લલાટ પર લઈ લેવામાં મને શરમ નહોતી. પરંતુ...મારી નિરાધારી વચ્ચે હું એ અસહાય, જીવતા જીવને ક્યાં ઉતારો આપીશ? કોણ સંઘરશે?

બે હથેળીઓમાં માથું ટેકવીને ઝાઝી વાર હું બેઠી રહી. નિશ્ચય કર્યો. ચાલી: પાપમાં સાથ પૂરે તેવું દાકતરખાનું શોધવા. એક પછી એક નામનાં પાટીઆં વાંચતી ચાલી.

દવાખાનું આવ્યું. દાખલ થઈ પાછી ફરી. વારંવાર અંદર ગઈ ને બહાર આવી: પાપની પળને બને તેટલી અળગી ધકેલવા માટે.

એકાએક મને યાદ આવ્યું: બાવળીનાં કુરકુરિયાંને ભાઈ ડૂબાવતો હતો ત્યારે બાવળી કેવી રોતી રોતી ભાઈના પગમાં આળોટતી'તી. ભાઈના હાથ ચાટતી'તી!

ને કુરકુરિયાં પાણીની બહાર આવવા મથતાં'તાં એટલે ભાઈએ લાકડીના ગોદા મારી મારીને કુરકુરિયાંને ડુબાવ્યાં હતાં.

બાવળીની કલ્પનાએ મને જાણે સાદ દીધો: પાછી વળ! પાછી વળ!

હું પાછી વળી, અને મેં દોટ દીધી. દવાખાનાનાં બારણાં જાણે મને ઝાલવા મારી પાછળ ચીસો પાડતાં દોડ્યાં આવે છે.

છાત્રાલયમાં હું હાંફતી બેઠી. થાક ઊતર્યો ને તે જ ઘડીએ મને કંઈક એવું થયું કે જેને હું કદી નહિ વીસરી શકું.

મારા શરીરની અંદર જાણે કશુંક સળવળ્યું; કશુંક જીવન, નવું જીવન, મારાથી ભિન્ન કોઈ જીવાત્મા: અંદર લપાએલું કોઈક જાગે છે. જાણે ભિન્ન છતાંયે કોઈક મારું પોતાનું. મારાજ જીવનનો તેજ—અંશ !

હું ઓરડીના ખુણામાં દોડી ગઈ. લપાઈને બેઠી. મને પકડવા આવતી કોઈક ભૂતાવળથી બચવા જાણે હું એ મારા ભીતરમાં સળવળતા માનવીની આડશ કરીને બેઠી. એ જીવાત્માએ જાણે મને એની ગોદમાં લીધી: કહ્યું "મા ! મા ! ડરીશ ના ! હું જાગું છું."

## [ ૩ ]

"**મા** ! મા ! ભય નથી. હું જાગું છું."

મારા મનના ઉંડાણમાંથી કોઈનો અવાજ આવતો હતો. પણ મારાં કલ્પના—ચક્ષુઓ સામે એક ટોળું ઊભું હતું. ટોળાના હાથમાં રસી હતી, લાકડીઓ હતી, છુરીઓ હતી, ઝેરની પડીકીઓ હતી.

ટોળું બોલતું હતું, ફજેત જશે ! કલંક લાગશે ! ખલ્લાસ કર.

ટોળામાં કોણ કોણ હતાં ? મારાં કુટુંબીઓ, મારી ન્યાત, મારા ધર્મગુરુ...ઘણા ઘણા વિકરાળ ચહેરા. અને ઓહ !... મારી બા પણ.

પણ તે સહુની પાછળ અમારી બાવળી કુતરી ઊભેલી: બાવળી મને કહેતી'તી જાણે: "નહિ હો બેન નહિ ! બહુ ભયાનક છે એ..."

*

હું ઝબકી ઊઠી. કોઈક મને ઢંઢોળી રહ્યું હતું. "...બહેન ! ઓ...બ્હેન ! આ તે શું થયું છે તમને ? આમ બાઘા જેવાં કેમ બની ગયાં છો ?'

એ હતી મારી સહવિદ્યાર્થીની. મેં એને મારા ગર્ભની વાત કરી.

"અરે વાહ રે વાહ !" એ તો દંગ બની ગઈ: "બાલક ! ઓહો, કેવું સરસ ! કેવી મોટી વાત ! એમાં તમે રડો છો શીદ પણ ?"

હર્ષાવેશમાં એ તો દોડી. ધબધબ મેડીનાં પગથીઆં પર કુદતી ગઈ: "ઓ...બહેન ! ઓ...બહેન ! બહાર આવો જલદી. એક સરસ નવી વાત કરું."

"શી સરસ વાત ?" બીજી સહવિદ્યાર્થીની બહાર આવી.

"....બહેનને તો બાળક છે !"

"બાળક ! ક્યાં છે ? સાચે જ ? પણ ક્યાં છે ? હેં... બહેન ! સાચોસાચ ? ક્યાં છે ? બતાવો તો !" કહેતી એ બીજી પણ મારી કને દોડી આવી.

"હવે હૈ !" પહેલી સખીએ એ બીજીને રોકી: "એ તો છે, પણ હજુ તો એ આવવાનું છે. તમે તો સમજો નહિ ને ?"

બેઉ જણીઓ મને વીંટળાઈ વળી.

[૪]

મને નવું કુટુંબ મળ્યું. જૂનું કુટુંબ, જૂનો સમાજ ઊડી ગયાં. નવું કુટુંબ, નવું જગત, નવો અવતાર.

ચાર મહિના વહી ગયા.

પણ મારી સામે ન એક અપશબ્દ, ન તિરસ્કાર, ન દુષ્ટ કટાક્ષ. ખિલખિલ હાસ્યવિનોદ કરતી છોકરીઓ મને આવતી ભાળે એટલે ચુપાચુપ: જાણે પોતાની મા આવે છે એટલી મારી અદબ.

હું ઇસ્પિતાલે સૂતી. જુવાન દાક્તરો, મેડીકલ કૉલેજના વિદ્યાર્થીઓ, સઘળા મને ઘેરી વળ્યા. મારી સારવારમાં ગર્વ અનુભવ્યો. કેટલી બધી દિલસોજી! કારણ—હું પતિવિહોણી હતી. રઝળી પડેલી હતી. એટલે મારી જવાબદારીને એ સહુએ પોતાની સહિયારી કરી લીધી.

એવી માનવ-હૂંફ વચ્ચે મારા ઉદરનો અતિથિ આવી પહોંચ્યો.

*

તે પછી ત્રણ ચાર મહિને:

બાબાને બાબાગાડીમાં સુવાડી હું બગીચે લઈ ગઈ હતી. બાંકડા પર બેસી હું મારો પાઠ વાંચતી હતી. બાબો સૂર્યનાં કુંણાં કિરણોને ઝાલવા સુંવાળી હથેળીઓ ઉઘાડતો ને બીડતો હતો. વસંતનું પ્રભાત હતું.

ઓચિંતાનું મેં ઊંચું જોયું. દૂરથી મેં એને દીઠો—ઓળખી પાડ્યો—બાબાના ...ને.

અમારી આંખો મળી. એ ઝંખવાઈ ગયો. લાગ્યું કે એ સરીને ચાલ્યો જશે. ચાલ્યો, પણ અટક્યો, મને વંદન કર્યાં. મે ચાર વાર નમી વંદન ઝીલ્યાં.

"કેમ છો ?" ઘણા દા'ડે મળ્યાં! રોજ આવો છો ?"

ઉપરાઉપરી પ્રશ્નો છૂટયા. પોતાની શરમને સંતાડવા મથતો'તો એ.

મેંય સીધા જવાબ દીધા. એને ભોંઠામણ થવા જેવો શબ્દ સરખો ન બોલી. જાણે કશું બન્યું જ નથી.

એ મારા માથાથી પગ સુધી ધીરી ધીરી જોતો હતો. એને શું એની જવાબદારી સમજાતી હતી ?

કોણ જાણે, પણ મેં તો મારા પગ બાંકડા નીચે છુપાવી દીધા. મારી ચંપલ ફાટી ગઇ હતી.

"ઠીક, કાલે મળશું. અત્યારે તો ઉતાવળમાં છું." કહીને એ ગયો.

મેં મારા અંતરમાં સુખ અનુભવ્યું-એને ભોંઠો ન પાડયો તે વાતનું.

જાણે કંઈ બન્યું જ નથી !

## દીકરાની મા

[ ૧ ]

“ માડી, હું બહાર જાઉં છું. મોડું થાય તો ચિંતા ન કરતી. ”

“ એ હો માડી. ”

વિધવા મજુરણ વિચારમાં પડી જતી: કારખાનેથી થાક્યો પાક્યો આવેલ દીકરો પાછો ક્યાં જતો હશે ?

કોઈ છોકરીઓની સોબતમાં તો નહિ પડ્યો હોય ?

પણ એમાં તો પૈસા બેસે. મારો દીકરો તો પગારની પાઈયે પાઈ મને આપે છે.

ત્યારે ક્યાં જતો હશે ? એના હૈયાની અંદર શું ઘોળાઈ રહ્યું છે ? હમણાં હમણાં એ બહુ ઓછું કાં બોલે ?

*

“ બચ્ચા ! ઝાંખે દીવે શું વાંચ્યા કરછ ? આખો દા’ડો સંચાએ તોડેલાં હાડચામ અત્યારે ય વિસામો ન માગે માડી ? ”

" માડી, તું આંહીં આવીશ ? "

થીગડાવાળા સાડલાને છેડે ધોયેલા હાથ લૂછતી મા આવી. બેઠી. જાણે કશુક નવું કૌતક થવાનું હતું.

દીકરાએ ધીરા પણ મક્કમ સ્વરે કહ્યું :

" માડી, હું મનાઈ થએલી ચોપડીઓ વાંચું છું. આ ચોપડીઓ વાંચવાની મનાઈ શીદ થઈ છે, ખબર છે માડી ? ઈ આપણાં મજૂરોની સાચી વાતું લખે છે ને, તે સાટુ. મને જો કોઈ આ વાંચતો ભાળી જાયને, તો માડી, મને કેદખાને નાખે. મારે સાચી વાતું જાણવાનું મન છે એટલા સારુ જ મને હાથકડી પે'રાવે, સમજીને મા ? "

માની મોટી મોટી આંખો દીકરાના મોં સામે ઠરી. એ આંખોમાં કુંડાળે ફરતી સરવાણીઓ ફૂટી.

" પણ તું રોવછ શા સારું મા ? " બોલતો દીકરો જાણે કોઈ લાંબા કાળની વિદાય લેતો હતો.

" રોવાનું શું છે મા ? વિચાર તો કર માડી, તારું જીવતર કેવું વીતી રહેલ છે ? તુંને બે વીસું વરસ થયાં. પણ તને લાગે છે કે તું જીવતી છો ? મારો બાપ તુંને પીટતો. બચાડો પોતાના જીવતરની દાઝ તારા ઉપર ઉતારતો. ત્રીસ વરસ એણે કારખાને સંચા ખેંચ્યા તોયે દુઃખનું દુઃખ, દુઃખ ક્યાંથી આવે છે એની કશી ગમ જ ન પડે બાપડાને. એટલે પછી તને પીટે.

" આ મીલ પ્રથમ બે જ છાપરામાં સમાઈ જાતી'તી ત્યારથી મારો બાપો રિયો'તો. એમાંથી સાત કારખાનાં જામ્યાં, તોયે એની દશા ઊંચે ન આવી.

"માડી, કારખાનું વધતું જાય, ને લોકો એ વધારતાં વધારતાં મરતાં જ જાય—એમ શા સારુ થાય છે તેની મારા બાપને જાણ નો'તી, એટલે જ એ તારો બરડો ફાડતો.

"માટે હું ચોપડીયું વાંચું છું મા! મારે સાચી વાતું જાણવી છે."

"તું સંભારી જો મા! તેં અવતાર ધરીને કયું સુખ દીઠું છે? મારે બાપે તને માર માર કર્યું, ને બાપ મુઆ પછી મેંય દારૂ પી પી તને સંતાપી—પણ આનું કારણ શું? હેં માડી? સાંભળ..."

*

એમ કહીને દીકરો આખું ભાષણ કરી બેઠો. જન્મ ધરીને પહેલી જ વાર આ મજૂર માતાએ પોતાને વિશે આવા ઉદ્‌ગારો સાંભળ્યા.

પાડોશણો સાથે પોતે કેક વાર વાતો કરી હતી: પોતાને વિશે તેમજ બીજી અનેક બાબતો વિશે: પણ એ વાતોમાં શું હતું?

ફક્ત રોદણાં.

કોઈ નહોતું કહી શક્યું કે જીવતર આવું દુઃખદાયક હોવાનું કારણ શું?

આજે એ વાત એણે પહેલી જ વાર સાંભળી—દીકરાને મોંએથી. એના હૈયામાં કેક સૂતેલા ભાવ સળવળ્યા. અંતઃકરણના થીજેલા ડુંગર ઓગળ્યા.

"પણ બચ્ચા! તો હવે તારે કરવું છે શું?"

"વાંચીશ, સમજીશ અને બીજા સહુને સમજાવીશ, કે ભાઇઓ, આપણા આ હવાલનું મૂળ કારણ શું છે હેં ભાઇઓ?"

"પણ બાપ! તું શું કરી શકવાનો? માણસું ભેળાં થઇને તને ભૂંસી નાખશે. તને રદબાતલ કરી દેશે."

"તું સમજી નથી માડી! જો સાંભળ." એ વચનને વારેવારે ઉથલાવી દીકરાએ માના દિલ પર નવા જ્ઞાનનું જાદુ છાંટયું.

"હશે ત્યારે બાપા! એમજ હશે. હું શું જાણું? તું કહે છે તેમજ હશે."

આ એક જ જવાબને માએ પુત્રની સમજાવટનું વિરામ-ચિહ્ન બનાવ્યું. હર વાકયે ને હર ઉદ્‌ગારે–"તો પછી એમ હશે બાપા! હું રાંડ શું જાણું? એમ હશે! તું કહે છે તેમજ હશે!"

"ત્યારે મા! હવે તું મારા કામની આડે નહિ આવને?"

"ના બેટા, હું તારું કામ નહિ બગાડું. પણ ભાઈ, જોજે હો! ચેતતો રે'જે હો! ગાફલ બનીને કાંઈ બોલી નાખતો નહિ. લોકોથી ચેતતો રે'જે. લોકોમાં અંદરોઅંદર ઈર્ષા અદા-વતનો પાર નથી. ને તું જો લોકોની પોતાની ભૂલ બતાવવા ગયો તો તો તારું આવી જ બન્યું જાણજે બચ્ચા! લોકો તને પીંખી જ નાખશે. ચેતીને ચાલજે મુઆં લોકોથી."

પુત્ર ઊભો હતો. 'લોકો" વિશે માનું ભાષણ એણે સાંભળી લીધું. પછી મોં મલકાવીને એણે કહ્યું:

"માડી! સાચું છે. લોકો તો બાપડાં એવાં જ છે. હું ય લોકોથી ડરતો, લોકોને ધિઃકારતો. પણ હવે મને નોખું ભાન થયું છે. મા, તમામ લોકોનાં પેટ મેલાં નથી. માણસની અંદર સાચ પણ પડ્યું છે હો મા! સાચ પડ્યું છે એ સમજ્યા પછી મારું દિલ કૂણું બન્યું છે. મારા દિલની કડવાશ ઊતરી ગઈ છે. સમજી માડી?"

—મોડી રાતે પુત્ર સૂતો હતો ત્યારે મા ઊઠી; સૂતેલા દીકરાના મક્કમ મુખભાવ પર ઝળુંબી રહી. બોર બોર જેવડાં આંસુઓ માની આંખમાંથી પડતાં હતાં.

[ ૨ ]

વરસાદમાં ભીંજાઈને દીકરાના ભાઈબંધો રોશીને ઘેર આવ્યા. છુપા મેળાપનું એ ઠેકાણું હતું, મા સહુને સંઘરતી. મધરાત હતી.

"બચારા ટાઢે ધ્રુજે છે. લ્યો, હું સૂંઠ મરી નાખીને ચા કરી દઉં."

જુવાનો વિચારતા હતા:

"મા છે કાંઈ મા! એકલા પબલાની નહિ, આ તો આપણી સહુની મા."

"પરભુના ઘરનું માણસ."

"પરભુની વાત બોલશો મા ભાઈઓ!" માનો દીકરો બોલી ઊઠ્યો. "પરભુએ જ દાટ વાળ્યો છે દુનિયાનો."

બીજાએ ટાપસી પૂરીઃ "પરભુએ પણ આપણને ભારી બેવકૂફ બનાવ્યા હો ભાઈ!"

ચૂલા પાસે હવાઈ ગયેલા કોલસા ફૂંકતી મા ઊભી થઇ, નજીક આવી, સહુની સામે હાથ જોડયા, બોલી.

"તમારે બીજું ઠીક પડે તે કરો કે બોલો; પણ મારા પરભુ માટે કશું ય ઉચ્ચાર્યા પહેલાં વિચાર કરજો. હું હાથ જોડું છું. ચેતીને ચાલજો."

છોકરા ઝંખવાયા. માએ ફાટેલ છેડે આંખો લૂછી માંડ શબ્દો ગોઠવી સંભળાવ્યું:

"તમને તો તમારી મહેનતનો બદલો મળે એટલે તમારે બીજાં કશાની પડી નથી. પણ બચ્ચાઓ! મારી કનેથી જો તમે મારા પરભુને આંચકી લેશોને, તો મારા દુઃખમાં મારે બીજા કોઇનો આધાર નહિ રહે."

મા રડી પડી. પ્યાલા રકાબી ધોવા બેઠી. આંગળીઓ-માંથી પ્યાલા પડી જતા હતા, હાથ ધ્રૂજતા હતા.

"પણ માડી!" દીકરાએ કહ્યું: "તું અમારી વાત સમજી નથી લાગતી."

માએ સામે જોયું, પુત્રે કહ્યું:

"મા! હું જે કહેતો'તો ને, તે કાંઈ આપણા બધાના પરમકૃપાળુ ને વિશ્વવ્યાપી પ્રભુને વાસ્તે નહિ; હું તો કહેતો'તો ઓલ્યા પૂજારીઓના ને આચાર્યોના પ્રભુને વાસ્તે; આ બધા બાવા સાધુઓ આપણને જેની ડરામણી દેખાડે છે ને, એ પ્રભુને વાસ્તે; ધનવાન ને નિર્ધન વચ્ચે જેના નામની ભીંતો ચણાયેલ છે ને, એ પ્રભુને વાસ્તે."

માએ સહેજ માથું ડોલાવ્યું. સૂંઠ મરીની ચીંથરી છોડતી એ કહેતી હતીઃ "એ કશુંએ મારે નથી સાંભળવું. મારું હૈયું ભાંગશો મા બચ્ચાઓ!"

"પણ મા!" બીજાએ સમજાવટ આદરી. "એ બધાએ તો ભેળા થઈને આપણા પ્રભુને ખંડિત કર્યો છે. ખેતરમાં આપણે જેમ ગાભાનો ચાડિયો કરીએ છીએ, તેમ મંદિરમાં એ બધા ભગવાનનો ચાડિયો બેસારે છે. આપણને શાસ્તર કહે છે કે માનવી પ્રભુની જ જીવતજાગત મૂર્તિ છે. ત્યારે પછી આપણને જાનવર કોણે બનાવ્યાં?

"જો માડી! આપણે આપણો પરભુ બદલવો જ પડશે. એમાં છૂટકો નથી. સાચા પ્રભુને એ બધાએ જૂઠ પાખંડના જરીજામા પે'રાવ્યા છે. આપણા સહુના આત્માઓને ભરખી જવા પ્રભુને એ બધાએ મોટા દાંત ને નહોર પે'રાવ્યા છે. આપણને બીવરાવવા એ બધાએ પ્રભુની મુખમુદ્રાને કદરૂપી કરી છે મા!"

## [ ૩ ]

ડોશીનો દીકરો કેદખાને પડ્યો. કેમકે એણે લોકોને 'સાચી વાતો' કહી સંભળાવી.

ભાંગલી ડાંડલીવાળાં 'બેતાળાં' ચશ્માં ચડાવીને ડોશી ઓસરીમાં બેસતાં. દીકરાની ચોપડીઓનાં પાનાં ઉથલાવતાં. અક્ષરો બેસારતાં. સાઠ વર્ષની વયે ડોશીને અક્ષરજ્ઞાનની લગની લાગી.

પૂરું વંચાય નહિ, આંખોમાંથી પાણી ઝરે, કોણ કહી શકે કે એ તો માનું કલેજું ચૂવે છે કે આંખોની નસો પીડા પામીને ટપકે છે?

"હેં ભાઈ!" ડોશી પૂછતાં: "મારા બચ્ચાને તો જલમ–ટીપ દેવાના, ખરું ને?"

"દિયે ય ખરા!" દીકરાના સાથીઓમાંથી કોઈક બોલી ઊઠતું: "ઈ તો ફાંસી ય દિયે ડોશીમા! સત્તાની તો બલિહારી છે ને?"

આવું સાંભળતી, છતાં કોણ જાણે શાથી ડોશીની સમતા ડગતી જ નહોતી. ભાંગલી દાંડીનાં ચશ્માં નાકે ચડાવીને ડોશીએ દોરી કાન ફરતી વિંટાળી. દીકરાના પુસ્તકોના થોકડામાંથી 'ચીતરની ચોપડીયું' તપાસી. 'ચીતરની ચોપડીયું' એટલે એટલાસ બુક. અંદર જગતના નકશા. નીલ સમુદ્રો, જહાજો, કારખાનાં, ભવ્ય પ્રાસાદો, પ્રતિમાઓ, સોના–ખાણો...ઓ હો હો હો!

ડોશી મોં વિકાસી રહી: "આવી મોટી ધરતી! આટલી સમૃદ્ધિ પડી છે શું વસુંધરામાં?"

"છતાં ય માડી!" દીકરાના સાથીઓએ સમજાવ્યું. "વસુંધરામાં ભીંસાભીંસ લાગી છે. લોક ક્યાંય સમાતું નથી. એકબીજાને ધકાવી ધકાવીને માનવી જીવે છે."

મા તો 'ચીતરની ચોપડી'માં પતંગિયાંનાં ચિત્રો નિરખી રહી.

"આહા ! આમ જો તો ખરો ભાઈ ! શા રૂપ રૂપના ઢગલા, શી રંગબેરંગી કરામત, પણ આપણને કે'દી મીટ માંડવાનીય વેળા છે? લોકો પિટાય છે, કૂટાય છે, કશું ય જાણતાં નથી. લોકોને કશામાં રસ પડતો નથી. અરે આવું અલૌકિક જગત માણવાનું મેલીને લોકો એકબીજાનાં લોહી પીવાને વલખાં મારે છે. હેં બા ! આ 'ચીતરની ચોપડીયું' આ શેઠીયાવને કોઈ નહિ દેખાડતું હોય ?"

# જાતભાઈઓ !

"તાનાજી ! ઓ તાન્યા !"

"જી આવ્યો."

"ચાલ જલદી ચહા કર."

"જી—"

"અરે સબૂરઃ આ લે આ લખાણ પ્રિન્ટરને આપી આવ–અરે ઊભો રહે, નીચેથી એક પાંઉ લઈ આવ—"

"હા."

"રહે રહે. અત્યારનું પેપર ફાઇલમાં કેમ નથી નાખ્યું ? જા ઉપલે માળે જઈને "મોડર્ન રિવ્યુ" ભાસ્કરભાઇની પાસેથી—સમજ્યો ?"

"હા—ના—શું ?"

"આટલા દિવસથી આવ્યો પણ ગમ ન પડી ? છે ને ગમાર !"

તાનાજી અમારો ઑફિસ–બૉય. સવારના સાત વાગ્યાથી સાંજના સાત સુધી "તાનાજી !" એટલે અમારી પ્રત્યેક બૂમનો જીવતો પડઘો. અમારી અર્થાત અમારી ત્રણ જણાની. ત્રણેના પછી એક અથવા એક સામટા હુકમો છૂટે અથવા ત્રણેની આજ્ઞાઓની દોઢય વળે :

" તાનાજી, બાલ્દીમાં પાણી નથી. "

" તાનાજી, સાબુ ક્યાં ગયો ? "

" તાનાજી, કપડાંને અસ્તરી હજુ ન કરી ? "

" તાનાજી, સુતારને બોલાવ. "

" તાનાજી, કેરી સમાર. "

એક દિવસ અકસ્માત તાનાજીએ કાપેલી ત્રણ હાફુસ કેરીઓની જોડે છ રોટલી તથા દાળ, શાક, ચટણી જમ્યા પછી મને લેટતાં લેટતાં કલ્પના આવી:

" તાનાજી, તું જમ્યો ? "

" હો–હો–ના" તાનાજીની જીભ થોથરાઈ. પોતે છુપી-ચોરીથી, ચહાની ઓરડીમાં ઊભાં ઊભાં, બારણું સહેજ આડું કરી, પસ્તીના એક પરબીડિયામાંથી ઉખેળીને જે કંઈ ભાતું બીકમાં ને બીકમાં ખાઈ લેતો, તેને 'જમ્યો' જેવો અમીરી શબ્દ લાગુ પડી શકે ખરી ? તેની તાનાજીને શંકા રહેતી હતી.

" તાનાજી, ક્યાં રહે છે ? " પંદર દિવસે મને પૂછવાનું સૂઝયું: સહેજ: જમીને જરા આરામ લેવાનો હતો તેથી જ.

" મઝગામ. "

" જમવાનું જોડે લાવે છે ? કોણ કરી આપે છે ? "

"બ્હેન છે."

"અહીં રહ્યો તે અગાઉ કયાં હતો ?"

"કયાંય નહિ. એક વરસથી બેઠો હતો."

"તે પહેલાં ?"

"......છાપખાનામાં હતો. રૂ. ૫૦ મિળતા."

મેં જરા કુતૂહલથી પાસું ફેરવ્યું. આખી વાત પૂછી. ભાંગ્યા તૂટયા બોલો એની જીભમાંથી મેં માંડ માંડ પકડયા.

"પહેલે ઓફિસમાં—ત્રેવીસ રૂપિયા મિળતા. પછી મિસન પર પચાસ મિળતા. દસ વરસની નોકરી. પ્રેસ નવા માલિકના હાથમાં ગયું, તેણે સગળે જુને લોકને રજા આપી પોતાના જ જાતભાઇઓને ગોઠવી દીધાઃ અરધા પગારથી—ડબલ શીફ્ટ કામઃ તમામ પોતાના જ જાતભાઈઓ."

તાનાજીની આંખમાં મેં નિહાળી નિહાળીને એક ખાસ નિરીક્ષણ કર્યું: એણે જ્યારે આ શબ્દો ત્રણ વાર ઉથલાવ્યા ત્યારે—"દસ વરસે અમને કાઢીને નવા માલેકે તમામ જાતભાઈઓને રાખ્યા.'

એની આંખો સળગતી હતી,—ને કેરી જરા વધુ પડતી ખવાઈ ગયાથી સહેજ નિદ્રાઘેરી આંખે પડયો પડયો હું ચિંતન કરતો હતો કે—

આ 'જાતભાઇઓ' શબ્દ પરથી બે ત્રણ કૉલમો ઉપજાવી કાઢું.

તાનાજી કોઇક દિવસ એ પ્રેસનો માલિક બને તો?— વૈર વાળશે ? પોતાના જાતભાઇઓને ગોઠવશે ?

# રોજ સાંજે

નજીકની એક ગલીને નાકે બે ઓરતો ઊભી રહે છેઃ રોજેરોજ: બરાબર સાંજના ચાર બજે: સામેના છાપખાના ઉપર તાકીને ઊભી રહે છે.

જાહેર રસ્તા પર રોજેરોજ સાંજના સમયે મુકરર કલાકે બે ઓરતોનું ઊભા રહેવું! રાહદારીઓનું ધ્યાન ખેંચાય છે. ઉંચી બારીઓમાંથી આંખો મંડાય છે.

ભિખારણો છે?

નહિ; શરીર પર સાફ પોશાક છે, હાથ લંબાતા નથી, શબ્દો બોલાતા નથી. બીજી કોઈ બાબત પર એની દૃષ્ટિ નથી. ચારે આંખો છાપખાનાનાં બારણાં પર ચોંટી છે.

છુપી પોલીસની જાસુસો છે.

નહિ; જાસુસો તો ચબરાક હોય. પોતાનું હોય તે સ્વરૂપ તો છુપાવે. શંકાને કે કુતૂહલને એ ન નોતરે. આ બન્ને તો પ્રગટ ઊભી છે.

અનિષ્ટ માનવીઓ છે?

નહિ, નહિ; રૂપ નથી, કુચેષ્ટા નથી, નખરાં નથી. સજ્જનતા નીતરે છે. છતાં તીણી ને ભયભીત નજરે બેઉ જણીઓ મકાનની બારીઓમાં શા સારુ ટાંપે છે? કોને શોધે છે? કોની ચોકી કરે છે?

વખત જાય છે, સૂર્ય નમે છે, છાપખાનાનાં સંચા શાંત પડે છે, તેમ તેમ બેઉ જણીઓની વ્યાકૂલતા વધે છે, સાવધાની સતેજ બને છે, બેઉ મકાનની નજીક આવે છે.

કંઈક વાતો કરે છે:

"મા, એણે સંચો બંધ કર્યો. હવે મોં ધોવા જાય છે."

"એ હવે કપડાં પહેર્યાં."

"મા, જલદી જો, પાછલે બારણેથી ન નીકળી જાય."

"બેટા, માર મારે તો પણ છોડતી ના હો! આજે જ પગાર મળ્યો છે એને."

બન્ને ઓરતો જાણે કોઈ ચોરને ડાકુને પકડનારની પોલીસ બની ગઈ.

—ને ઘડીઆળના ૭ ટકોરા પૂરા થયે એ આદમી બહાર નીકળ્યો.

એની આંખો ફરતાં કાળાં કુંડાળાં છે. એ કુંડાળાંમાં દારૂના કેટલા સીસાઓ ઠલવાયા હશે!

એ નાસતો હતો. દીકરી આડી ફરી: "નહિ બાપુ! કદી નહિ બની શકે. ઘેર ચાલો."

બાપ કહે " એક વાર, બેટા, એક વાર જઈ આવું. "

" જઈ તે ક્યાંથી આવશો ? "

એટલું કહીને સ્ત્રીએ એના શરીરને પોતાના હાથમાં ઝકડયું.

મા દીકરી મળીને એ મજૂરને ઘેર લઈ ગઈ—લઈ ગઈ નહિ, ઘસડી ગઈ.

રોજેરોજ સાંજે : મા દીકરી આવે છે, ગલીને નાકે ઊભી રહે છે. છાપખાનાની બારીઓમાં ચોરને શોધે છે, ને છુટ્ટી વેળાએ એને બાથમાં ઝકડીને ઘેર તેડી જાય છે.

રોજ સાંજે !

# મારા પુત્રની ઇજ્જત

**અ**દાલતમાં બેઠેલી એકેએક આંખ ભીની બની. ગયા પરમ દિવસનો ૦૮ બનેલો આ બનાવ છે.

"નામદાર! ઓ નામદાર!" સીત્તેર વર્ષનો ડોસો ઉપલી અદાલતમાં અપીલ લડતો હતોઃ "મારા પુત્રને તમે ભલે ઠાર કરી નાંખ્યો. પરંતુ તમે એની ઇજ્જતને—મારી ઇજ્જતને—મારા કુળના ભૂતકાળની તેમજ ભાવિની પ્રતિષ્ઠાને ન સંહારી નાખો. મારી ઓલાદ સામે લોકો આંગળી ચિંધાડીને બોલશે કે આ કુટુંબનો એક જુવાન યુદ્ધભૂમિ ઉપર હિચકારાપણું કરવાને અપરાધે મૃત્યુદંડ પામ્યો હતો."

બુઢ્ઢો બાપ જ્યારે બોલતો હતો ત્યારે અદાલતની સામે નીચલી કોર્ટના પંદર વર્ષના જૂના ફેંસલાની પ્રત પડી હતી.

એમાં લખ્યું હતુંઃ લેફ્ટીનન્ટ ચાપેલાંઃ રેજીમેન્ટ કંપની નં. ૨૩ઃ જર્મન સેનાનો હુમલો થયોઃ પોતાના અઢીસો સિપાહીઓમાંથી ૨૦ ઠાર થઈ ગયા. ડરપોક લેફ્ટીનન્ટે બાકીનાઓને શત્રુ-શરણે થવાનો હુકમ આપ્યો. આ નાલાયકી બદલ એને ગોળીથી ઠાર કરવાનું ઠરાવવામાં આવે છે.

"ઓ! નામદાર!" બુઢ્ઢાએ જુની યાદ તાજી કરી; "મારો બેટો કાયર ન હોય, એને મોતની સજા કરી ત્યારની એની હાલત તો ધ્યાનમાં લ્યો! એ શત્રુના ઘાવથી ઘાયલ થયેલો હતો. એને તો જખ્મીની ઝોળીમાં લોહી ટપકતાં સૂતે સૂતે જ લશ્કરી મુકદ્દમો ચલાવી તમારા કમાન્ડીંગ અફસરે ઉડાવી દીધો છે. એને કશું બોલવાય દીધો નહોતો."

"પરંતુ હું ક્યાં એનો જાન પાછો માગું છું? હું તો કરગરું છું એની ઇજ્જતને માટે–સિપાહી બચ્ચાને પ્રાણાધિક એવી ઇજ્જતને માટે! એકવાર બસ એટલું જ લખો, કે મારો પુત્ર હિચકારો નહોતો, પણ પોતાના ૨૩૦ જુવાનોની નિરર્થક કતલ અટકાવવા માટે તાબે થયો હતો."

વાત પણ એમ જ હતી. મહાયુદ્ધમાં દેશના જુવાનો બકરાંની માફક જબ્બે થતા હતા. ડોસાના પુત્રની ટુકડી સપડાઈ ગઈ હતી. દુશ્મનો એના ફુંદા ઉડાવી નાખત. યુવાન અફસરે માનવતાથી પ્રેરાઇ પોતાની ટુકડીને શરણે થવા રજા આપી હતી. પણ માનવધર્મ કરતાં લશ્કરી કાયદો વધુ કીંમતી ગણાયો.

ડોસાની દલીલો એળે ગઇ. લશ્કરી કાનુનના કલેજા ઉપરથી એનાં આંસુનાં ટીપાં દડી પડયાં.

એ જયારે બહાર નીકળ્યો ત્યારે ભિખારી હતો.

એણે ત્રણ વાતો ગુમાવી: પુત્રનો જાન: પુત્રની ઇજ્જત: અને એ ઇજ્જત પાછી મેળવવા માટે ખરચેલું પોતાનાં વીસ વર્ષોનું બચાવેલું ધન.

\+ \+ \+

# રંગમાં ભંગ

**આ**જે ગ્રાન્ડ રીહર્સલ હતી: નાટકશાળા સન્માનિત મિત્રોથી શોભતી હતી.

"ઈન્દ્રનો અભિશાપ" નામનો નવો ખેલ આવતી કાલે તો નગરને ઘેલું કરશે.

ગઝબ 'સેટીંગ' કર્યું હતું ડાયરેક્ટરે. ગાંધર્વ-કુમારી પોતાની સખીઓ સંગાથે 'આંધળો પાડો' રમી રહી છે.

અમરાપુરીની અટારીઓ, સ્થંભો, દીપમાળા, લતામંડપો, ફૂલવાડી, ઝલમલ, ઝલમલ, ચોમેર ઝલમલ: ને એની વચ્ચે ગાંધર્વ-કુમારીને રમાડતી પંદર દેવકન્યાઓ. અંગે અંગે આભરણ, અંબોડે ફૂલવેણીઓ, ગળામાં ઝુલતા ડોલર-હાર, કાને મંજરીઓ લહેરાય છે-ને દેવગાયકોનું સંગીત ચાલે છે.

શી રસ-જમાવટ! કવિએ તો કમાલ કરી હતી. દોસ્તોના ધન્યવાદોના ધબ્બા કવિની પીઠ પર ગાજી રહ્યા.

અચાનક રંગમાં ભંગ પડ્યો, ચાર વરસનો એક કંગાલ છોકરો દોઢ વર્ષની—જાણે ગટરમાંથી ઉપાડી આણી હોય તેવી એક છોકરીને તેડીને સ્ટેજ પર આવ્યો ને એણે બૂમ પાડીઃ

"મા, ઓ મા, બેંણુ ભૂખી હુઈ હે. મા, ધવરાવગી ? મા...મા...મા..."

"હટ, હટ, હટ એય બેવકૂફ !" એ હાકલ કોની હતી ? કવિની પોતાની જઃ "કોણ છો તું ગમાર ?"

છોકરાની કમર પર છોકરી ડઘાઈ ગઈ. છોકરાએ કહ્યુંઃ "મેરી મા—મેરી મા કાં હે ? મેરી બેંણુ ભૂખી—"

"અત્યારે તારી મા ! અત્યારે તારી બહેનને ધવરાવવા તારી મા નવરી છે ? જોતો નથી ? ઉતર ઝટ નીચો."

એટલું કહીને કવિએ મિત્રો તરફ જોયુંઃ "છે ને ડફોળ ! બરાબર અત્યારે ધવ—" કવિ હસ્યા. મિત્રો હસ્યા, નટ-નટીઓ હસ્યાં.

છોકરાની વાંકી વળેલી કેડે છોકરી રડવા લાગી. રમતી દેવકન્યાઓ તરફ લાંબા હાથ કરવા લાગી. એક દેવકન્યા જુદી પડી, નજીક આવી. છોકરીની સામે તાકી રહી.

"કેમ મરિયમ ! શું છે ?" ડાયરેકટરે બૂમ પાડી.

"મેરી લડકી હે-ભૂખી હે-"

"ભૂખી છે તો જા મરને! ઝટ પતાવને લે!" કવિએ ત્રાસ અનુભવ્યો.

દેવકન્યાના ઝળાં ઝળાં પોશાકમાં મરિયમે 'મેરી લડકી'ને તેડી લઇ સ્ટેજની વીંગ પછવાડેના એક ખૂણામાં ઊભે ઊભે જ છોકરીને છાતીએ લીધી.

બધા ખૂબ ખૂબ હસ્યા.

# ચોપડીઓનો ચોર

"જુવાન આરોપી, યુનીવર્સીટીના પુસ્તકાલયમાંથી તેં આઠ વાર પુસ્તકો ચોર્યાં, એવો હું તારા પર આરોપ ધરું છું. તારે કશું કહેવું છે?"

"જી હા નામદાર!" વીસ વર્ષના કેદીએ પીંજરામાંથી જવાબ આપ્યો: "આઠે ગુના હું કબૂલ કરું છું, એ ઉપરાંત બે વાર બીજા પુસ્તકાલયમાંથી પણ પણ મેં ચોપડીઓ ચોરી છે તે પણ તોહમતનામાની અંદર ઉમેરો."

એકંદર ૫૦૮ પુસ્તકોની એણે ચોરી કરી હતી. કુલ કિંમતનો સરવાળો એક હજાર રૂપિયા નક્કી થયો.

"તેજસ્વી જુવાન, વિદ્યાર્થી તરીકેની તારી કારકીર્દી આટલી ઉજ્જ્વલ: પરીક્ષામાં તું સહુની ટોચે: વિદ્યાલયની અંદર શરીરની તેમજ બુદ્ધિની તમામ હરિફાઈઓમાં તું પહેલું ઇનામ જીતનારો: ખુદ રાજાજીએ સ્વહસ્તે તારી છાતી પર સોનાનો ચંદ્રક પહેરાવ્યો:– તને ઊઠીને ચોપડીઓ ચોરવાનું કેમ સૂઝયું?"

"રાજાજીના હાથ જ્યારે મારા છાતી પદ ચાંદ ચોડતા હતા, ત્યારે નામદાર, એ છાતીની નીચે મારું પાપી કલેજું થડક થડક થતું હતું."

આથી વધુ એ કશું ન બોલ્યો. પણ અદાલતમાં પડેલી જુબાનીઓએ આ જુવાનની આખી જીવનકથા કહી દીધી:

એનાં માબાપ દૂધ વેચે છે. બાળકનાં અસાધારણ બુદ્ધિ-તેજ દેખી ગરીબ માતાપિતાના હૃદયમાં મહેચ્છા જાગી: ગમે તેમ કરીને પણ દીકરાને ખૂબ ભણતર ભણાવીએ.

પેટે પાટા બાંધીને માબાપ દૂધ વેચવા મંડ્યાં. ભૂખ, તરસ, કે થાક ઉજાગરા સામે ન જોયું. દીકરાને એક પછી એક ચડિયાતી નિશાળમાં બેસાડી ખર્ચાળ કેળવણી પર નાણાં વેર્યાં. એવાં વીસ વર્ષો; વીસ વર્ષમાં એક દહાડાનો પણ વિસામો ન લીધો. ન એકે રવિવાર, ન એકેય વારતહેવાર.

પુત્ર રજાના દિવસોમાં યુનીવર્સીટીમાંથી ઘેરે આવતો, ત્યારે એ પહેલું કામ ઘરાકોને ઘેરે ઘેરે જઇ દૂધ પહોંચાડવાનું કરતો. પોતાનાં ભાઈબહેનોને કહેતો કે "તમે થોડા દિવસ આરામ લ્યો."

માબાપ તથા ભાંડુઓ આટલું આટલું તુટી મરતાં; તે છતાં કેમ્બ્રીજ યુનીવર્સીટીનાં ખર્ચોને ન પહોંચાયું. ચોપડીઓ બહુ મોંઘી હતી.

કેટલી કેટલી વાર એ જુવાને ખાધા વિના ચલાવ્યું. ભૂખ-મરો વેઠીને બચાવેલા પૈસા પણ પૂરાં પુસ્તકો ન અપાવી શક્યા.

પછી એણે આ ચોરી આદરી. પણ એ ચોરેલ ચોપડી-માંથી એક પણ એણે વેચી નથી. ભણવા ખાતર જ ચોરી કરી હતી.

એની કાલેજવાળાઓએ કહાવ્યું: 'આ વિદ્યાર્થીને ગુમાવવા અમે તૈયાર નથી. કાઇ પણ રીતે એને બચાવો.'

અદાલતે ફક્ત બે વર્ષના જામીનખત ઉપર એ જુવાનને છુટો કર્યો.

# એના પગની પાની !

"હું-હું ! ત્યાં તે પાની લૂછાય ?"

કહેતાં તો મારાથી કહેવાઇ ગયું છે; પણ તે પછીથી આજ સુધી મને બેચેની રહ્યા કરી છે.

વળી પાછી મારી જ બેચેની પર હું હસું છું: અરે બેવકૂફ ! એક ભાડુતી નાચનારીને તેં એટલું કહ્યું તેમાં આટલા લાગણીવેડા શા !

વાત આમ હતી: સીનેમાનો સ્ટુડીઓ તે દિવસની ઝરમરતી સંધ્યાએ કોઇ એક કામરૂ દેશનું રંગભુવન બની રહ્યો હતો. એક નૃત્યનો 'સીન' લેવાતો હતો. પાંચેક જુવાન નર્તકીઓને સીનની જમાવટ કરવા તેડાવી હતી.

હું તો ત્યાં અકસ્માત જઈ ચડેલો.

કામરૂ સરદારના રંગીલા બેટાએ ચાબૂકનો ફડાકો બોલાવ્યો: જંગલી ડમરૂ-નાદ અને શરણાઈના ચેંચાટ સાથે ચાર કામરૂ-કન્યાઓનું ખંજરી-નૃત્ય છંટાવા લાગ્યું.

પાંચમી-સહુથી નાની, અંગુલીઓમાં મંજીરાં ગોઠવી, પોતાને દાખલ થવાની ઇસારતની રાહ જોતી, હજુ બહાર ઊભી છે: ડમરૂ અને શરણાઈના શરૂ થયેલા સ્વરોએ એના પગની પાનીઓ તળે અંગાર પાથરી દીધા છે. એ થનગની ઊઠી. એનો આખો દેહ ડોલવા, પીગળવા, સળગી જવા લાગ્યો.

ને એનો સમય થતાં જ એણે અંદર દોટ દીધી. નૃત્યની મદિરા એની નસેનસમાં ચડી ગઈ.

પાંચ મિનિટનું એનું નૃત્ય: જાણે એક જીવતો વંટોળ: જોનારા ચકચૂર બની ગયા. નૃત્યને અંતે જ્યારે એણે પોતાનું કલેવર એ યુવાન નાયકના હાથમાં પુષ્પની પાંદડીની માફક ઢાળી દીધું, ત્યારે તો ઓહોહો...મારું કલેજું ફૂલ થઈ ગયું.

'ફરી એકવાર હજુ ફરી એકવાર!' એવા ડાયરેક્ટરના આદેશો મને બહુ મીઠા લાગ્યા. ત્રણ ત્રણ વાર મેં એ કલાવંતીનું વંટોળ–નૃત્ય દીઠું. ને એ બહાર આવી ત્યારે મેં કહ્યું: વાહ! નૃત્ય વિનાનું જીવન કેવું નીરસ! શી તારા પગની પાની!

હજુ તો મારું 'આફ્રિન' ઊછળતું હતું. ત્યાં તો મેં એને પોતાના પગની પાનીઓ લૂછતી દીઠી: શાની સાથે? પિયાનો ઉપર ઓઢાડેલ એક તાડપત્રીની સાથે: જે તાડપત્રી પર તો સેંકડો જનાના કાદવ ઘસાયા હશે.

—ને છતાં મારાથી બોલાઇ ગયું, "અરે, અરે, એના પર કાં પાની લૂછો? તાડપત્રી બગડશે."

એ તાકી રહી. આટલું જ બોલી: "મારી પાની બગડી છે તેનું કંઈ નહિ ?"

મેં હાજરજવાબથી કહ્યું: :"પાની તો ધોવાશે, તાડપત્રી કંઈ મફત ધોવાય છે ?"

એ તો ચાલી ગઈ. કોણ જાણે કયાં હશે. પણ મને હવે થયા જ કરે છે કે મેં આ શું કહ્યું ? કોને કહ્યું ?

પછી પાછો મને ને મને વિચાર આવ્યો કે એમાં શું ખોટું કર્યું ? આ દુનિયામાં તો એ રીતે વાણીઆભાઈજ થઈએ; વાણીઆભાઈ થતાં આ પહેલી જ વાર આવડયું, એટલે હવે ફતેહને રસ્તે છીએ !

## જાનત હૈ દરદી દરદીકી—

એકાએક થંભેલી ટ્રામને જોશભેર આંચકો લાગ્યો.

" ઉ–હુ–હુ–હુ " એક વેદનાની બૂમ ઉઠી.

" અરેરે ભૈયા ! મેરી ઓરતકી આંખ ફૂટ ગઈ ! "એટલું બોલતા એક પુરુષે ઉહકારો કરનાર ઓરતને પકડી લીધી.

ઓરતની આંખો પર લપેટેલો પાટો ધીરે ધીરે લાલ બન્યો.

" ક્યા હૈ ! " પુછપરછ થઇ.

" કુછ નહિ ભાઇ, મુકદ્દર ! "

લોકોને સમઝ પડી. પાટાવાળી ઓરતની આંખો પર નસ્તર મુકાવેલું. સાત દિવસે આજે જ એને ઇસ્પિતાલમાંથી છોડી હતી. ધણી એને દોરીને ઘેર લઇ જતો હતો. આંખોના કાચા ટેભાને ટ્રામના આંચકાએ તોડ્યા હોવા જોઇએ.

" ટ્રામનાં ઉતારૂઓમાં સામટો ઉશ્કેરાટ ઊઠયો. ડ્રાઇવર ઉપર ઝડી વરસી: અંધો ! હેવાન ! ઊંઘે છે ! નિર્દય ! ખુમારીમાં ને ખુમારીમાં જોતો નથી વગેરે.

ડ્રાઇવરે પછવાડે દૃષ્ટિ કરી. કન્ડકટરની સામે જોઈ એ હસ્યો. એનું હસવું સહુએ જોયું. ઓરતનો પાટો વધુ ને વધુ લોહીમાં ભિંજાતો હતો.

એ હાસ્ય ઉપર પેસેન્જરોનો જ્વાલામુખી જ્યારે ફરીવાર ફાટયો, ત્યારે પાટાવાળી ઓરતના ધણીએ સહુની સામે હાથ જોડ્યા.

"ભૈયા લોગ, ડ્રાઇવરને ન સતાવો. એ દિવસ-રાત ગાડી ચલાવે છે. એના કલેજામાં ન માલુમ શી શી ફિકરો ઘોળાતી હશે. એનો ગુન્હો નથી. મારાં મુકદ્દર!"

ને ગાળો ભાંડનારાં લોકો જ્યારે પોતપોતાને મુકામે ઊતરી ચાલ્યાં જતાં હતાં ત્યારે કસકસતા બાંડીસમાં થાકેલી પગ-પીંડીઓને ચેપતો, ઘંટડી પર સતત જોડા પછાડતો, ઘડી એક ઘુમરડી સજ્જડ કરતો તો ઘડી મોકળી છોડતો, ઉજાગરે બળતી આંખોને જગતનાં જાળાં ઝાંખરાં વચ્ચે ખેંચતો, ઊંદરડું પણ ન ચગદાય તેની સરત રાખતો ડ્રાઇવર બસો પેસેન્જરોના જાનની જવાબદારી લમણાં પર ઉઠાવી કાલબાદેવી રોડ પર પંથ કાપતો હતો. વારંવાર એ મોં ફેરવી પેલી ઓરતના પતિ સામે દીન આંખો માંડતો હતો. મોંથી શબ્દ પણ ન બોલ્યા છતાં એની આંખો ઊંડો પસ્તાવો પુકારતી હતી. ઓરતનો ધણી પણ મુંગી મુંગી મારી બક્ષી રહ્યો હતો.

મેં ઓરતના પતિને પૂછ્યું: "શું કરો છો?"

"......કુંપનીનો ખટારો હાંકું છું."

# ' મૃત્યુ મરી ગયું રે લોલ '

આગબોટ મધસાગરે ચાલી જતી હતી. એના ભંડક-માંથી ભડકા નીકળતા હતા; ને એના ડેક ઉપર સંગીતના સૂર ઊઠતા હતા. બસો ઉતારુઓ નાટારંભ કરતાં હતાં. જીવનનું ને મૃત્યુનું અજોડ નૃત્ય.

હવે તો હમણાં જ આગ ફરી વળશે. ઉગારની આશા રહી નહિ, કપ્તાને આખી રાત ઉતારુઓને ઊંઘવા દીધાં. પણ પ્રભાતે એના હાથ હેઠા પડ્યા.

આગબોટના નં. ૭ મા ભંડકમાં આગ લાગી હતી. એ દાવાનળ ઉંડાણમાં, પેટાળમાં, નૌકાના ગર્ભાગારમાં ઊઠ્યો હતો.

" બચ્ચાઓ ! " નૌકાનો કપ્તાન હમેશાં ખલાસીઓને 'boys !' શબ્દે સંબોધે છે: " રાતનો વખત છે. મુસાફરોની નીંદમાં આપણે ખલેલ નથી કરવી. સાગરના સાવઝોનો કટ્ટર શત્રુ ગભરાટ છે. તેને છોડી, તમે મચ્યા રહો.

નાચતી અગ્નિઝાળોના કીકીઆટા વચ્ચે પ્રવાસીઓ ગુલાબી નીંદર કરતાં હતાં. ખલાસી નૌજવાનોએ આગની સામે મુકાબલો માંડ્યો. આખી રાત આગ કાબુમાં આવી નહિ. પ્રભાત ઊઘડ્યું.

ખબર અપાયા. પ્રવાસી સ્ત્રીપુરુષો તુતક પર હાજર થયાં. તમામે જીવન-બોયાં પહેરી લીધાં. નૌકાનું બેન્ડ પૂરબહારમાં બજવા લાગ્યું. અને એ સંગીતને તાલે તાલે, સૂરે સૂરે, આલાપે આલાપે, અઢીસો ઉતારૂઓનો નાચારંભ મંડાયો.

તળીઆનાં એન્જીનો પૂર ઝડપે ચાલુ થયાં. નૌકાએ વેગ પકડ્યો.

ઉગાર-નૌકાઓ છેલ્લા આદેશની રાહ જોતી ઝુલી રહી.

ખલાસીઓ આગ પાસેથી કદમ પણ ખસ્યા નહિ.

સંગીતના સૂર વધુ ને વધુ લાગણીથી લહેરાવા લાગ્યા.

મુસાફરોનું અવસાન-નૃત્ય મોતની છાતી પર પગલાં ગૂંથતું રહ્યું.

અંશમાત્ર પણ ગભરાટ ન મળે.

"મૃત્યુ મરી ગયું રે લોલ."

## નીતિને નામે

( ૧ )

'એનું સ્વાગત કરીએ. એ વિરાટ સાહિત્યકાર પોતાના સ્વદેશની મુક્તિ માટે અહીં આપણી કુમક માગવા આવે છે.

'આપણે સ્વાધીનતાનાં સંતાનો છીએ. માનવીના મુક્તિ-યુદ્ધમાં આપણો સહકાર જ શોભે. એ મહાપુરુષને શોભીતું સ્વાગત આપીએ.'

રશીયાને ઉગારવા માટે એક ભિક્ષા–ઝોળી લઇને મેકસીમ ગોર્કી જે દિવસ અમેરિકાને કિનારે ઊતર્યો, તે દિવસે અમે-રિકાના માલેતુજારોએ મહેમાનના રાજસન્માનની તૈયારી કરી.

( ૨ )

'મહેમાનનું સ્વાગત રદ કરો. એણે આપણા દેશની સંસ્કૃ-તિને અપમાન દીધું છે. આપણા ગૌરવની એણે અવહેલના કીધી છે. એણે આપણી લગ્નસંસ્થાની પવિત્રતા પર મલિન ઓછાયો નાખ્યો છે: એને જે સ્ત્રી છે, તે ધર્મક્રિયા મુજબ

પરણેલી નથી, એટલે કે રખાત છે. આટલા સારુ ગોર્કીને તિરસ્કારો, નીચું જોવરાવો. ગોર્કીએ અધર્માચરણ કર્યું છે. એવાનાં સ્વાગત ન હોય.'

"અરે ભાઈઓ !" ગોર્કી કહે છે: "એ મારી રખાત નથી. મારી પત્ની છે. બેશક મેં ધાર્મિક વિધિથી લગ્ન કર્યું નથી, કારણ કે હું ક્રાંતિવાદી મંડળનો જુવાન છું. ધર્મોચ્ચાર હો વા ન હો અમને તેની પરવા નથી. અમારું પરણેતર પુરોહિતે ભાખ્યું જૂઠ લગ્ન નથી. દિલદિલનું મુક્ત લગ્ન છે. એ લગ્નને ન અપમાનો.

પ્રજાનો કહેવાતો શિષ્ટાચાર જાગી ઊઠયો. પરદેશી પરોણા સામે બહિષ્કાર ફુંકાયો; સભાગૃહોમાં ને અખબારોની અંદર ગોરકીના નામ સામે કાદવ ફેંકાયો.

સામાન્ય પ્રજાજનનું તો ઠીક—પણ સાચું દેવાળું ફૂંકયું અમેરિકાના વિદ્વાનોએ, સાહિત્યકારોએ. તેઓએ ગોર્કીથી પોતાનાં મોં સંતાડયાં. ધનિકોના એ આશ્રિતો નાઠા. ગોર્કી પ્રત્યે એમણે પીઠ ફેરવી. ભલભલા સાહિત્ય-ધુરંધરોની મૂછનાં પાણી તે દહાડે ઊતરી ગયાં.

"શું કરીએ ભાઈ! જીવવું તો રહ્યું જ ને ?" સાહિત્યકારોએ માથાં ખજવાળ્યાં.

નીતિને નામે એ વિદેશી યુગલની પાછળ અખબારોએ આક્રોશ અને અટ્ટહાસનાં શ્વાનો હુડકારી મૂક્યાં. એક હોટેલમાંથી બીજીમાં હડધૂત થતો ગોર્કી આથડયો. એનું કાર્ય ધૂળમાં રગદોળાયું. એ પાછો ગયો.

( ૩ )

આ ‘ નીતિહીનતા’ના દેશવ્યાપી પોકારની પછવાડે શું ઊભું હતું ? સાચી વાત એ હતી કે રશિયાઈ સાહિત્યસ્વામી ગોર્કીનો ગુન્હો સામાજિક નહિ, રાજદ્વારી હતો; કોલસા–ખાણોના માલેકોને એ છંછેડી બેઠો હતો. ખાણ–માલેકો અને ખાણીઆ મજૂરોની વચ્ચે એક વિગ્રહ થયેલો. તેને અંગે તેમાં ખાણીઆના બે આગેવાનો સામે જીવસટોસટનો મુકદ્દમો ચાલી રહ્યો હતો. એ બે ગરીબોની ઉપર ગોર્કીએ સહાનુભૂતિનો એક તાર કરેલો હતો. ગોર્કીનો એ અક્ષમ્ય ગુનો હતો.

લગ્નનીતિને તો એ ધનિકોએ ફક્ત પોતાનું હથિયાર બનાવ્યું. કેમકે ગોર્કીને બીજી કોઈ રીતે ખતમ કરી શકાય તેમ નહોતું.

# હીનતાની તલવાર નીચે

હબસી ગીતોના ગાન વાટે, રંગભૂમિ અને ચિત્રપટના અભિનય વાટે, લેખિની અને જબાનના જોરથી, તેમજ રમત ગમતોના વીરત્વ વડે જગતના કાનમાં હબસી સંસ્કારની દર્દ-ભીની અસ્મિતાનો અવાજ ફૂંકનાર કલાકાર પોલ રોબ્સન લન્ડન ખાતેના રંગીન રાષ્ટ્રસંઘ સમક્ષ દિલની વેદના ઠાલવીને વિલાયતનો કિનારો છોડે છે.

ઈંગ્લાન્ડનાં કિનારાને હું તુરતમાં જ સલામ કરીશ. હીન-તાની સતત લટકતી તલવાર નીચે જીવનભર જીવવા હું ના પાડું છું.

હું ત્યાં જવા તલસું છું, જ્યાં એક સામાન્ય હબસી તરીકે—કાળા આફ્રીકાવાસી તરીકે મારાથી જીવી શકાય. દિવસે દિવસ અને કલાકે કલાક 'શ્રી પોલ રોબ્સન' એવા ચમકતા નામનો ઝરિયાની ઝભ્ભો પહેરીને મારે જ્યાં રહેવું પડે, ત્યાં ઊભા રહેવાનું હવે મને મન નથી.

મારું સાચું ધામ તો આફ્રીકા છે. મારા હબસીને એ

માતૃ-ખોળો છે. હું કાળો કદરૂપો પણ એ ભૂમિનો પુત્ર છું. મને મારી વતન-ભોમ બોલાવે છે. મારું શરીર ગમે ત્યાં હો, મારો આત્મા ત્યાં જ ભમે છે.

જગતભરના મારા પરિભ્રમણમાંથી હબસી તરીકે મને ઘણું ઘણું જાણવાનું મળ્યું છે. મારી સામે ઊભેલી મોટી સમસ્યા તો એ છે કે જગતના તમામ પટ પરથી મારા હબસી બાંધવો બસ હબસી હોવાની જ ના પાડે છે. અમારા કેટલાકોને તો આફ્રીકાવાસી ગણાવાની પણ ઇચ્છા નથી.

મને પોતાને તો હબસી તરીકેની તલમાત્ર હીનતા નથી ખટકતી. આપણને ઊતરતી રીતે મુલવનારાઓનાં મૂલ્યાંકન આપણે સ્વીકારીએ શા માટે ?

પણ ગોરી ચામડીવાળાએ હબસીને એટલા કાળથી ને એટલા જોરશોરથી હીન હીન કહ્યા કર્યો છે, કે હબસીએ પણ એ હીનત્વ સ્વીકારી લીધું.

આમ શા માટે ? અમે જાણીએ છીએ કે અમારામાં બુદ્ધિ છે. હરહંમેશ અમે જગતને અમારી એ બુદ્ધિનો પરિચય આપીએ છીએ. શા માટે અમારે અમારું ચડિયાતું મૂલ્ય ન મૂલવી લેવું ?

મને તો મારા માર્ગમાં મારું હબસીપણું ક્યાંયે નથી નડ્યું. મેં તો સહુનાં માથાં ભાંગીને મારી પ્રગતિ કરી છે. રૂકાવટને મેં મારે રસ્તેથી ઉખાડી નાખી છે.

પરંતુ એ તો મારો વ્યક્તિગત વિજય. એને હું શું કરું? હું જ્યાં જ્યાં જાઉં છું ત્યાં ત્યાં મારો સગો બાપ કે ભાઇ પણ જો ન આવી શકે, મને જે સમાજ ખમા ખમા કહી સત્કારે છે તેની અંદર મારા જાતભાઇઓ જો ન પ્રવેશી શકે, તો એ સુકીર્તિ, એ સમાજપ્રતિષ્ઠા, એ સમાજનું જીવન મારે ન ખપે.

હું જાઉં છું.

## એ સલ્તનતને ઉખેડનાર

"રાષ્ટ્રનાં ગીતો મને રચવા દો, તો પછી પરવા નથી મને, કે રાષ્ટ્રના કાયદાઓ કોણ રચે છે."

એક સ્કોટીશ કવિ–સૈનિકનો આ બોલ જગત–સાહિત્યમાં અમર બન્યો છે.

*

એ શું સાચું છે?

બાનુ હલીદે હાનુમે એનો ઉત્તર તુર્કસ્તાનની તવારીખ-માંથી ઉઠાવ્યો છે: વર્તમાન તુર્ક સાહિત્ય પરના એના વ્યાખ્યાનમાં પદભ્રષ્ટ અને હદપાર જાલીમ ખલીફ–સુલતાન અબ્દુલ હામીદના તખ્તને ડોલાવવામાં, આ તુર્ક રમણી કહે છે કે, કવિઓની એકેક કવિતાનો હાથ હતો.

*

અબ્દુલ હામીદની જુલમજહાંગીરીના એ દિવસોમાં 'મુક્તિ' અને 'દેશભક્તિ' શબ્દોનો ઉચ્ચાર માત્ર ફોજદારી

અપરાધ લેખાતો. એ પ્રતિબંધોએ લેખકોને ધર્મના તથા ભૂતકાળના કટ્ટર દુશ્મનો બનાવ્યા. તે સહુનો મોવડી, ને એ સંપ્રદાયનો સમર્થ પ્રતિનિધિ હતો તૌફીક ફીક્રત.

*

'ધુમ્મસ' નામનું એનું સુપ્રસિદ્ધ કાવ્ય છે. એ કાવ્યની ટેક-પંક્તિનો મર્મ આ છે.

" ઓઢી લે, ઓ મારી નગરી ! ઓ કરુણ પાયમાલી ! ધુમ્મસનું આ શ્યામ કફન ઓઢી લે ! અને સદાની નીંદમાં પોઢી જા ! "

તુર્ક વિદુષી સાક્ષી પૂરે છે કે અબ્દલ હામીદના પતનમાં આ કાવ્યનો જબરો હિસ્સો છે.

એવું જ જોરાવર એક લાંબુ કાવ્ય તૌફીક ફીક્રતે સુલેહ અને બંધુપ્રેમનો સંદેશ આપવા માટે રચ્યું: જગતમાં પૂજાતી આવતી પ્રચલિત વીરતાને એણે ધિક્કાર દીધો.

" વીરતા ! —નર્યો રક્તપાત ને નરી બર્બરતા.

" વિજય—એક ઘાતકી સંહારલીલા.

" જેમાં પગ મૂકવા જેટલી જગ્યા નથી: શબો અને યાતનાઓ જ્યાં ખદબદી રહ્યાં છે: લીલાં ધાન્ય સફા થયાં છે: ઘાસનાં તરણાં, અરે લીલ શેવાળ પણ ચીમળાયાં છે.

" કુટુંબોનાં કુટુંબો ઉખડી ગયાં છે: ઘરો ને શેરીઓ સુનકાર બનેલ છે: હર એક આંગણું કબ્ર બનેલ છે, ને હર-

એક ખોરડું અનાથ બાલકોનાં શિર પર કડડભુસ તૂટી પડી હમલો બને છે.

" એનું નામ—વિજય. એનું નામ વીરતા. "

*

જાલીમીના પાયા ખોદનાર એ બીજું કાવ્ય. ત્રીજા કાવ્યમાં તૌરીક ફીકતે આશાના સૂરો ઝંકાર્યા.

"માનવી, મને શ્રદ્ધા છે કે માનવી જગતમાં સ્વર્ગ ઉતારશે.

" પણ એના હૃદયમાં રોષ કે બળાપો નહિ હોય.

" રક્તપાતમાંથી હિંસા ને હિંસામાંથી રક્તપાત જન્મે છે.

" વૈર અને ધિક્કારની જ્વાલા રુધિર રેડ્યે નહિ ઓલવાય. "

"માનવી માનવીનો બાંધવ છે. ભલે તમે એને સ્વપ્ન ભાખો, પણ મુજ સરીખાં હજારો ધ્યાં એ સ્વપ્નમાં શામિલ છે.

"જાલીમોને જો તોપો દારૂગોળા અને દુર્ગો છે, તો નેકોને એક એવું આયુધ છે, કે જે કદી નહિ હારે; એક એવી છાતી છે, કે જે સદાય સન્મુખ રહેશે. "

×

ફીકતથી ઉલટી જ વિચારધારા વહાવી મહમદ અકીફે. એણે ધર્મભાવનાને ઊર્ધ્વંગામી ગણી. ને એણે પ્રબોધ્યું કે ભૂતકાળને અવગણનાર કોઈ પ્રજાને માટે ઉજ્જ્વલ ભાવી નથી

જાગવાનું. પણ એનો અર્થ એ નથી કે અકીફને પૂર્વ વિશે કશી વિચારભ્રમણા હતી.

"પૂર્વ" ઉપરના એના લાંબા કાવ્યમાં અકીફ પૂર્વનું કેવું ચિત્ર દોરે છે:

'પૂર્વના ઓ પ્રવાસી! તેં ત્યાં શું દીઠું?

"મેં દીઠાં, એક છેડેથી બીજા છેડા લગી ખંડિયેરો, નેતા વિનાની પ્રજાઓ, માંદલાં કરચલીયાળાં અગણિત મોઢાં, વળી ગયેલા કમ્મરો, ભેજા વગરનાં મસ્તકો, નઠોર નઘરોળ હૈયાં, કાટેલી નિર્ણયબુદ્ધિ, જુલ્માટ, ગુલામી ને યાતનાઓ, અનુયાયીઓ વગરના આચાર્યો અને ભાઈને હણતા ભાઈઓ, ઉદ્દેશહીન દિવસો ને ભવિષ્યહીન રાત્રીઓ."

×

મહામ્મદ તુર્ક ક્રાંતિનો ચંદન જ્યોતિર્ધર નઝીમ હીકમતને ગણાવ્યો. નઝીમ હીકમતે રશિયાના સામ્યવાદમાંથી પ્રેરણા પીધી છે: પૂર્વ વિશેના એના ખયાલો પણ લાક્ષણિક છે. એ ગાય છે કે–

×

"પૂર્વ એટલે શું માયાવાદ," સંતાપ અને કિસ્મતઃ રૂપાના થાળ પર નૃત્ય કરતી રાજકુમારી, મહારાજાઓ ને પાદશાહોઃ પગને અંગુઠે વણાટ કરતી પોપટીઆ નાકવાળી રમણીઓ, ને હવાઈ મિનારતો પરથી બાંગો લલકારનારા–કલપદાર દાઢીવાળા ઇમામો......!

"ના રે ના, પૂર્વ આવું કલ્પનારંગી કદાપિ નહોતું, નથી, ને નહિ બને.

"પૂર્વ એટલે તો મજૂરી ખેંચતા ને તૂટી મરતા ગુલામોની ભૂમિ. પૂર્વ એટલે પૂર્વવાસીઓ સિવાયના સર્વ કોઈનો મુલક !"

×

આ ગીતોએ તુર્કીની સૈકાપુરાણી સલ્તનતનાં સિંહાસનો પછાડ્યાં, નૂતન તુર્કને જન્મ દીધો.

# વીણાને નહિ વેચું

નૂતન રશિયાના સાહિત્ય-કોષમાં એક શબ્દ છે: 'યેસેનીનીઝમ.'

એ શબ્દ ઉપર વિસ્તારથી લેખો લખાયા છે, ભાષણો થયાં છે, ચર્ચાઓ ચાલી છે.

પ્રજાની નવરચનાના મહાકાર્યમાં યુવાનોને થાક લાગે, નિરુત્સાહ અને વિષાદ વ્યાપે, ને એ હતાશામાંથી યુવાન માનસ સુરાપાન, રંગરાગ તથા વિલાસમાં લસરી પડે, તો તે મનોદશાને માટે રશિયન જ્ઞાન-કોષે સૂચક શબ્દ ઠેરાવેલ છે—યેસેનીનીઝમ.

તરંગી પ્યારની ઘેલછા અને છેવટે આત્મહત્યા: આ છે આ 'યેસેનીનીઝમ'નાં બે જાણીતાં અંગો.

'યેસેનીન-ઇઝમ': એ શબ્દની પાછળ કરુણ એક જીવન-કથા છે.

યેસેનીન એ રશિયાના એક કવિનું નામ છે. એ ગ્રામ્ય જીવનમાંથી પાકેલો કવિ હતો, એનું કવિત્વ વિશુદ્ધ હતું.

કારણ કે એ વાદમુક્ત, નિર્વ્યાજ, અને શુદ્ધ સ્વાનુભવની જ ઊર્મિઓ ગાનારું હતું.

ચોક્કસ હેતુ, હેતુ પાર કરવાની ચાતુરી, આવડત, વિદ્યાનું વિજ્ઞાન—એવું કશું જ એના કાવ્ય—સૂરોમાં નહોતું. આવા કાવ્ય-સુર સો વર્ષે એકાદ બેથી વધુ વાર નથી સાંભળવા મળતા.

સ્કોટલેન્ડના વિખ્યાત ગ્રામ—કવિ બર્ન્સની માફક રુસ કવિ યેસેનીન પણ પાટનગરમાં આવીને રહ્યો હશે. એનાં ગીતોમાંથી ગ્રામ્ય રશિયાની કૂણી ચાંદની ઝરતી હતી ને ગામડિયા ગોવાળોના ઘંટારવ ગુંજી ઊઠતા. એના લોકજીવનમાંથી ઉઠાવેલા સૂરોએ રાજધાનીના નગરમાં એને કીર્તિ રળી દીધી. રાજ્યક્રાંતિ આવી તે પૂર્વે જ એ સુપ્રસિદ્ધ બન્યો, પોતાનાં ગીતો સમ્રાજ્ઞી ઝરીના સમક્ષ જઈને ગાઈ બતાવવાનું એને નિમંત્રણ મળતું.

"સુંદર ગીતો." સમ્રાજ્ઞી ઝરીના તારીફ કરતીઃ "પણ અતિ ગમગીન ગીતો."

"સારું રશિયા જ એવું ગમગીન છે રાણીજી!" કવિ જવાબ દેતો.

પછી જ્યારે બોલ્શેવીક ક્રાંતિ પધારી, ત્યારે એવા તો ફક્ત છ જ સાહિત્યકારોએ એ ક્રાંતિને તત્કાલ તેમજ મુક્ત શ્રદ્ધા સાથે સ્વીકારી, કે જેમને ક્રાંતિનો પક્ષ લેવા જતાં પોતાનું ઉચ્ચ સ્થાન ગુમાવવાનું હતું. એ છમાંનો એક હતો યેસેનીન.

યેસેનીને ક્રાંતિને આ કાવ્ય વડે વધાવી.

I accept all–just as it is I take it.
I am ready to travel
the newly broken road,
I give my whole soul
to October and May
પરંતુ—
Only my loved lyre
I will not give.

"મારી વહાલી એક વીણા હું નહિ આપું. બીજું બધું જ ક્રાંતિના ચરણોમાં ધરું છું. નવા પંથ પર પ્રયાણ કરવા તત્પર ખડો છું."

પણ ક્રાંતિએ તો એની કનેથી એની વીણાની જ માગણી કરી. પુરાતન ઇમારતને આખીયને ઉચ્છેદી તેની જગ્યા પર બુલંદ નવરચના કરવા બેસનારા સત્તાધીશોએ ખેડૂતો, મજૂરો તેમજ અન્ય નિષ્ણાતોની માફક સર્જનશીલ કલાસાહિત્યના સર્જકોને પણ ફરમાવ્યું કે સૌ ક્રાંતિના ગણવેશ ધારણ કરો, ક્રાંતિના બીલ્લા પટા લગાવો, કાર્લમાર્ક્સ તેમજ હેગલના નૂતન અર્થશાસ્ત્રની પરિભાષાને ગોખો, એનાં જ નિરૂપણોને પ્રચારવા માટે તમારી કવિતાને વાહન બનાવો. નહિ તો તમે ભૂખે મરશો એટલું જ નહિ, તમે ક્રાંતિદ્રોહીની કાળી ટીલી પામશો.

નવરચનાના અગ્રણીઓને પ્રચારક જોઈતા હતા. તેઓએ કલાસાહિત્યના ક્ષેત્રને એક વિરાટ કારખાનું બનાવી લીધું. સર્જકો હતા તે યંત્રો બન્યા.

યેસેનીનને માટે આ કારખાનામાં યંત્ર બનવું સ્વભાવથી અશકય હતું. પોતાની વાણી એણે ન સોંપી. એનું સ્વાધીન

ગાન નવા યુગના અગ્રણીઓને ન સમજાયું. જે ગાનમાં કાર્લ માર્ક્સનું અર્થશાસ્ત્ર અને ક્રાંતિના ફરમાસુ સંદેશ ન હોય, તે તેમને મન ગાન જ નહોતું.

યેસેનીન ગામડિયો ને જૂનવાણી ગણાયો. એની વીણા લઈને એ ક્યાં ચાલ્યો?–એ પોતે જ લખે છે.

"૧૯૧૯નું વર્ષ મારા જીવનનું સહુથી સુંદર વર્ષ સમજું છું. જ્યાં પારાશીશી પાંચ ડીગ્રી ઉપર ઊતરી ગઈ હતી એવી એક ઓરડીમાં અમે શિયાળો વિતાવતા હતા. અમારી કને તાપણું કરવા માટે એકપણ લાકડું નહોતું. કાગળો નહોતા એટલે હું અને બીજા બે સાથી કવિઓ અમારાં ગીતોને ગામના ધર્માલયની દિવાલો પર છાપતા અથવા તો માત્ર આરામખાનાઓમાં જઈ મોંયે જ ગાઈ સંભળાવતા. ને અમારી કવિતાના વધુમાં વધુ પ્રશંસકો હતાં વેશ્યાઓ તથા ડાકૂઓ. તેઓને ને અમારે બહુ મોહબ્બત બંધાઈ ગઈ."

એક તરફથી નવા રાષ્ટ્રઘડતરનો રાક્ષસી હૅકારો, ને બીજી તરફથી આ નવઘડતર એટલે જ ભૂત, ભવિષ્ય, સમગ્ર, જનસમૂહ, વ્યક્તિ, બલ્કે અખિલ બ્રહ્માંડની ઇતિશ્રી છે એવું માની બેઠેલ પક્ષની બોલબાલા: એની વચ્ચે જીવવું એ યેસેનીન સરખા સ્વતંત્ર ઊર્મિગાયકનું બેવડું દુર્ભાગ્ય હતું. એની કવિતા લઈને એને જવું પડયું–વેશ્યાઓ અને ડાકૂઓની મોહબ્બતમાં, ને છેવટે ઇઝાડૉરા ડંકન નામની અમેરિકન નૃત્ય–સુંદરીના આલિંગનમાં.

ઇઝાડોરાએ આ કવિમાં સાચા કવિત્વનું દર્શન કર્યું હતું

પોતાના પ્યારની હૂંફમાં લઈને આ ભૂલા પડેલા કવિને નવાં નવાં ગીતો સર્જતો જોવાનું એનું સ્વપ્ન હતું. દુર્ભાગ્યે ઈઝાડોરા પણ કલાકાર હતી. એણે જીવન પરનો કાબુ ગુમાવ્યો હતો. એ સ્વપ્નદર્શિણીનાં જીવન-મૂળ ધરતી-માંથી ઊખડી ગયાં હતાં. એ પણ સુરાપાનની સહાય વડે અવાસ્તવિક જીવનમાં જીવતી હતી. યેસેનિન એનાથી ન સચવાયો. કાવ્યોને બદલે શયનગૃહના ઘાતકી કંકાસો જન્મ્યા. ઈઝાડોરાનો જીવ લેવાની દમદાટી કરતો પાગલ કવિ ત્યાંથી નાઠો. એનું સ્થાન એણે કયાંય ન દીઠું. સમસ્ત કલા-સાહિત્ય પ્રચારલક્ષી રાજતંત્રની ભાડુતી સિપાઈગીરી બજાવતું હતું.

યેસેનીનને યાદ આવ્યું: ક્રાંતિની શરૂઆતમાં એણે લખ્યું હતું કે:—

I want to be a singer and a citizen,
To everyone a pride and an example,
A real and not a changeling son.
In the great States of Soviet Republic.

આજે એ શોકાતુર હૃદયે પોતાની જાતને પૂછવા લાગ્યો.

"કેવી કમભાગી પળે
મેં મારાં ગીતોમાં શોર મચાવ્યો કે ઓ લોકો!
હું તમારો બાંધવ બનીશ!
અહીં તો મારાં ગીતોની ને મારી ખુદનીયે
કોઈને જરૂર નથી રહી.

સલામ ઓ નવીનો! હૃષ્ટપુષ્ટ શરીરે
ખુબાખુબ મહાલજો!
તમારું નવું જીવન, નવા સ્વરો,
તમને મુબારક હજો!
હું તો મારા હિણાએલા આત્મ-દર્પને લઈ,
આ ચાલ્યો એકાકી કોઈ અકલ ભોમની શોધમાં.

૧૯૨૫ ના ડીસેમ્બરની ૨૪ મી તારીખે એ લેનીનગ્રાડ નગરમાં આવ્યો. ગાડી કરીને મિત્રોને ઘેર ગયો, કોઈ ન મળે. સુરાપાન પણ ભૂલી ગયો. હોટેલમાં આવ્યો. રખેવાળને કહ્યું કે કોઈને અંદર ન આવવા દેતો. ત્રણ દિવસ લાગટ એકલો પડ્યો રહ્યો. ત્રીજા દિવસે એક મિત્રને વિદાય-ગીત લખવું હતું. શાહી નહોતી.

એક ચપ્પુ લીધું. હાથના કાંડા ઉપર કેટલાક ચરકા કર્યા. પોતાના તાજા લોહીના ટશિયામાં દરેક વાર કલમ બોળીને એણે આ પંક્તિઓ લખી.

"સલામ બંધુ!
હાથ મિલાવ્યા કે બોલા બોલ્યા વગરના સલામ!
શોક ન કરતો.
લલાટને ન તપાવતો.
મરવામાં કંઈજ નવું નથી.
જીવવામાંય શું નવું છે?

તે સાંજે તેણે આત્મહત્યા કરી

# વતનનો વિરાટ

**સા**ઠ હજાર સુવર્ણસિક્કા લાદેલ સાંઢીઆ જે વેળાએ તુસ શહેરને એક દરવાજે દાખલ થતા હતા, તે જ વેળાએ આ ભવ્ય રાજ–સોગાદનો અધિકારી પુરુષ જનાજે સૂતો સૂતો પોતાની આરામગાહ તરફ ચાલ્યો જતો હતો. સને ૧૦૨૦ નું એ વર્ષ હતું.

×

'શાહનામા' નામના મહાકાવ્યમાં પ્રાચીન ઈરાનનું ગૌરવ ગાનાર કવિ ફીરદૌસીની એ મૈયત હતી. અને કવિ તરફ પોતે કરેલા અઘટિત આચરણની ક્ષમાયાચના સાથે સાઠ હજાર દીનારની ભેટ મોકલનાર હતો ઈરાનનો પાદશાહ મહમ્મુદ ગઝનવી.

×

ગયે મહિને ઈરાનના એ શિરોમણિ રાષ્ટ્ર–કવિની વર્ત-માન ઈરાન–નરેશ રીઝાશા પહેલવીએ સહસ્રાબ્દી ઉજવી. એ ઉત્સવમાં દુનિયાના અનેક રાષ્ટ્રોએ ભાગ લીધો. ઈરાનનો

એ રાજ્યોત્સવ હતો તેમ રાષ્ટ્રોત્સવ હતો, કંગાલો પોતપોતાની જયંતિઓના જલસા યોજાવી પ્રજાનું માનગૌરવ હણી રહેલ છે, ત્યારે આવા એકાદ 'સ્વર્ગીય'ની સ્મૃતિને એક હજાર વર્ષો પછી સજીવન કરનાર ઈરાન–શાહ પોતાની પ્રજાને જગતની સપાટીથી ચાર તસુ ઉંચે ચઢાવે છે.

*

ફીરદૌસી એટલે જ 'સ્વર્ગીય.' એ એનું તખલ્લુસ હતું. એનું અસલ નામ તો અબુલકાસીમ અલ મનસુર અલ ફીરદૌસી. ઈ. સ. ૯૩૫ માં જન્મ્યો. ૭ વર્ષની વયથી એનું ભણતર મંડાયું. બાલ્યાવસ્થામાં જ પર્શિઅન કાવ્યની શૈલી પર એણે કાબુ મેળવ્યો. કવિ અ–સાદીની એની ઉપર અત્યંત કૃપા ઊતરી. એના દિલમાં કવિતાના તેમજ વતનની પુરાતન સંસ્કૃતિ તરફ મમતાના સંસ્કાર રોપનાર કવિ અ–સાદી.

*

પુરાતન ઇરાનનો આત્મા ફીરદૌસીને જાણે કે હાક મારતો હતો. ઇરાનની અસલી જાહોજલાલી ગાવા ઉપરાંત ઈરાને અનેક સૈકાઓની કાળ–યાત્રા કઈ કઈ તરેહથી કરી હતી તેના સાચા સંકલિત તેમ જ વિશુદ્ધ શબ્દચિત્રને કવિતામાં દોરવાનો એનો મહાભિલાષ હતો. ને એ તમામ તવારીખના વેરણછેરણ અવશેષો ઇરાનના જુદા જુદા ગામોની અંદર કોણ જાણે ક્યાં પડેલાં હતાં.

સ્થળેસ્થળના રઝળપાટઃ ક્યાંઈકથી એકાદ ટુકડાની પ્રાપ્તિ તો બીજો ટુકડો શોધવા માટે બીજા પચાસ ઠેકાણે કરવું પડેલું પરિભ્રમણ : છુટાછવાયા અંકોડાની મેળવણી કર્યા પછી પાછું એને અનેક દૃષ્ટિએ ચકાસી જોવાનું કામ : એમ કરતાં કરતાં વતનના એક પછી એક શાહની તવારીખ ફીરદૌસીએ હાથ કરી ને તે લુખી, સુકી નિષ્પ્રાણ બનેલી હકીકતોમાં પોતે કવિતાની સંજીવની છાંટી. ભૂતકાળના એવા હાડપીંજરમાંથી ખડો થયેલો વિરાટ એટલે મહાકાવ્ય શાહનામા : જેણે ઈરાનના કબ્રસ્તાનમાંથી રૂસ્તમ, સોહરાબ, બહેરામ, ને ઈસ્ફન્દીઆર જેવા પુરુષસિંહોને સૂતા જગાડ્યા.

*

હાય ક્યાંક મરી જઈશ; મારું જીવનકાર્ય અધૂરું રહી જશેઃ એવા ફફડાટનાં ત્રીસ વર્ષો ફીરદૌસીએ 'શાહનામા'ની રચનામાં વિતાવ્યાં. નાણાંની જરૂર હતી. કોઈ કહે છે કે પોતાની એકની એક પુત્રીને દાયજો કરવાનું દ્રવ્ય કવિને જોઈતું હતુંઃ કોઈ કહે છે કે પોતાની જન્મભોમ નજીક કવિને એક સરાઈ ને એક સેતુ બંધાવવાં હતાં. ૭૧ વર્ષનો બુઢ્ઢાપો ભોગવતો કવિ ચાલ્યો : 'શાહનામા'ને લઈ ગજનીને માર્ગે– મહમ્મદ ગજનીનો રાજ્યાશ્રય મેળવવા : સુલતાનને 'શાહનામા' અર્પણ કરવા.

રાજ્યાશ્રય !

×

દરબારમાં જઈ કવિએ પોતાની સ્વર્ગીય કવિતાનો દુર્વ્યય કર્યો. એક મહમ્મુદનાં જ નહિ પણ સુલતાનના એક માનીતા ગુલામ સચીવનાં પણ બેફાટ વખાણ આદર્યાં. સુલતાને કૃપા-કટાક્ષ કર્યો.

*

પણ ફીરદોસીને માથે રાજકૃપા અવતારનાર ગુલામ સચીવ અબુલ અબ્બાસ ફજલ તો એક દિવસની સંધ્યાએ સુલતાનની ખફગીનો ભોગ બની ભૂરે હાલે કતલ થયો. મુએલા આશ્રયદાતાના દુશ્મનોએ કવિને ય રાજઅવગણનાનો ભોગ બનાવી મૂકયો. સુલતાને એને રૂખસદ આપવા માટે ફક્ત વીશ હજાર દિરહમ ( રૂપિયા ) મોકલી આપ્યા.

*

રાજ–ભેટ આવી તે વેળા કવિ એક જાહેર હમામખાનામાં ગુશલ કરતો હતો. આ રકમમાં છુપાયેલું અપમાન કવિને ભાલા સમ ભોંકાયું. એ અપમાનનો એણે ત્યાં ને ત્યાં બદલો લીધો. પ્રથમ તો પોતે '૬ુક્ક' નામની સુરાકટોરી ગટગટાવી. ને પછી એણે એ ૬ુક્ક વેચનારની તેમજ ગુશલખાનાના ચાકરોની વચ્ચે વીશે હજારની ખેરાત કરી દીધી. પછી રાજ-રોષથી સલામત બનવા એણે ચાલતી પકડી. સુલતાને એને પકડવા ઘોડેસ્વારો દોડાવ્યા, પકડાય તો ભૂંડે હાલે મોત પામે. ૭ મહિના સુધી કવિ હેરાતમાં છુપાઇ રહ્યો.

×

" છે કોઈ આ શાહનામાની અર્પણ–પત્રિકા સ્વીકારનારો ભડવીર ?"

એ હાક દેતો કવિ સુલતાનના અનેક માંડલિકો કને જઈ ઊભો રહ્યો. પરંતુ આ અમરતા સ્વીકારવાની છાતી કોઈની ન ચાલી. ખીજાયો કવિ કેવો ભૂંડો બને છે ! 'સ્વર્ગના વાસી'એ પણ સુલતાન પર હલકટ વેર વાળવા સારુ હવે એની નિન્દાનાં કાવ્યો રચવા માંડ્યાં. આવા નિન્દાકાવ્યને 'ઉભત' કહે છે. એ 'ઉભત'ની એક સો ટૂંકો હતી.

" મહાકવિ ! તમને આ કુવિદ્યા ન શોભે. જગત થુ થુ કરશે !" એવું કહીને કવિના એક આશ્રયદાતા માંડલિકે એ કુલ એક સો ટૂંકોના એક લાખ રૂપેલા ચુકાવી ખરીદી લીધી ને તેનો નાશ કર્યો.

×

હિન્દુસ્તાન પરની એક ચડાઈમાંથી સુલતાન ગજની તરફ પાછો વળે છે: રસ્તામાં એક ફિતુરી ખંડિયા રાજાનો કિલ્લો આવે છે, સુલતાને ત્યાં પડાવ નંખાવ્યો છે: ને ગઢપતિને પોતાની સમક્ષ હાજર થવા ફરમાએશ મોકલી છે: બીજે દિવસ થાય છે: ગઢપતિ આવ્યો નથી; સુલતાન વજીરને પૂછે છે: નહિ હાજર થાય તો શું કરશું ?

" શું કરવું ?" વજીરે એક વીરોત્તેજક બેત સંભળાવી જેનો અર્થ આમ થાય છે.

" એનો જવાબ જો મારી ખ્વાહેશની બરખિલાફ આવશે તો પછી હું છું, આ મારી ફરશી છે, ને જંગનું મયદાન છે...

સાંભળીને સુલતાનને રોમાંચ થયો. પૂછ્યું : " આ બેત કોની રચેલી ! શામાંથી બોલો છો ?"

"જહાંપનાહ, શાહનામામાંથી : ફીરદૌસીની રચેલી."

×

સુલતાનના દિલપર ઊંડી અસર પડી. એણે કવિ પ્રત્યેના દુર્વર્તાવનો પશ્ચાત્તાપ ગુજાર્યો. ને પછી જ્યારે સુલતાનની એ ક્ષમાપનાનો સંદેશો તેમજ સાઠ હજાર સોનૈયાની સોગાદ કવિના વતનને એક દરવાજે દાખલ થતી તી, ત્યારે બીજે દરવાજેથી કવિનો જનાજો કબ્રસ્તાન તરફ ચાલ્યો જતો હતો.

એ સાઠ હજાર સોનૈયા ન કવિને પહોંચ્યા કે ન કવિની પુત્રીએ એનો સ્વીકાર કરવા જેટલી તુચ્છતા બતાવી. આખરે સુલતાને એ દ્રવ્ય કવિના જીવનની એક આખરી આકાંક્ષાને પૂરી કરવામાં ખરચ્યું.

કવિની જન્મભોમની સીમમાં એક સરાઇ અને એક સેતુબંધ બંધાવ્યાં.

# સાહિત્યકારની સ્ત્રી

"કોને ખબર છે ભાઈ, મારા કરતાં બીજો કોઇ તાસીરના માણસને જો એ પરણી હોત તો એ હજારગણી વધુ સુખી થઈ હોત.:"

આ શબ્દોના લખનારે લાખો શબ્દો લખ્યા છે. એ લાખમલાખમાં સર્વથી વધુ સાચા એણે આ શબ્દો લખ્યા.

એ શબ્દો એક અમર સાહિત્યકારના લખેલા છે. પોતાના સંસાર-જીવનનો એમાં તેણે સરવાળો ખેંચ્યો છે. બાવીસ વર્ષના દંપતી-જીવનને અંતે, અગિયાર તો સંતાનો થઇ ચૂકયા પછી, એને અને એના પત્નીને છૂટાછેડા કરવા પડ્યા હતા.

આવી નિષ્ફળતા શા માટે? પતિ પવિત્ર હતો, પ્રેમાળ અને કર્તવ્યનિષ્ઠ હતો. પત્ની તો પતિની પૂજક હતી. છતાં-બાવીસ વર્ષો :અને અગિયાર બાળકોની સમૃદ્ધિ દાખવનાર આ લગ્નજીવન કયા ખડક પર અથડાઇને ભુક્કો થયું?

એનાં બે રહસ્યો જડે છે. એ બે રહસ્યો કદાચ ઘણા ખરા સાહિત્યકારોનાં નિષ્ફળ સંસાર–જીવનની સમસ્યાને સમજાવનારાં થઇ પડશે.

પહેલું : એની સ્ત્રીએ એક "Genius' ને, એક વિભૂતિને પરણવાની ગંભીર ભૂલ કરી.

બીજું : સાહિત્યકારે પોતાની કૃતિઓમાં જ પ્રેમની અદ્‌ભુત જીવન–મસ્તી એટલી બધી ઢાલવી નાખી, કે પોતાની પ્રિયતમા પર ઢોળવા સારુ એના હૃદયમાં ઉભરા જ ન રહ્યા. ઉભરા હશે તો શબ્દો બાકી નહિ રહ્યા હોય.

એના પ્રેમપત્રો, એકસો ને ચાલીસ, હાલ તુરતમાં પ્રગટ થયા છે, પત્નીએ પતિપ્રેમના પુરાવા તરીકે આ સર્વ પ્રેમપત્રો સાચવીને તેનું પરબીડીયું બ્રિટિશ મ્યુઝીયમને સુપરદ કર્યું હતું. અને પોતાના વંશનો છેલ્લામાં છેલ્લો વારસ મૃત્યુ પામી જાય તે પછી જ એ પત્રો પ્રગટ કરવાની દુહાઈ દીધી હતી.

છેલ્લો વંશદીવો ૧૯૩૩ માં ઓલવાઈ ગયો એટલે એ મહાન સાહિત્યકારના આ પ્રેમપત્રો હમણાં પ્રસિદ્ધ કરવામાં આવેલ છે. તમામ પત્રો સોંસરો એક શ્યામ દોરો ચાલ્યો જાય છે. એ કાળો તાંતણો દંપતી–જીવનના છુપા કંકાસનો છે.

ઉભરાતા ઇશ્કની ફોરમ એ પત્રોમાં નથી. મસ્તી, મુગ્ધતા, બેવકૂફી, કાલાંઘેલાં કે બીજી કોઈ જાતની આવેશ–ચેષ્ટાઓથી એ પત્રો વંચિત છે. એટલુંજ નહિ પણ એક પ્રથમ શ્રેણિના લલિત સાહિત્ય સર્જનારને સહજ થઈ પડે એવું કોઇ લાલિત્ય પણ આ પત્રોમાંથી સદંતર ગેરહાજર છે.

પહેલો જ—લગ્ન પૂર્વેનો જ પહેલો જ પત્ર આ રહ્યો.

“ મારી વહાલી ! આજે સુવા જાઉં તે પહેલાં મારે તને નિર્દય અને ઠપકાભર્યો જણાતો એકાદ શબ્દ લખવા બેસવું પડે છે તેથી મને અ ત દુઃખ થાય છે. ” વગેરે વગેરે !

પહેલા જ પત્રમાં ઠપકો, ને નિષ્ઠુરતા ! ઠપકો શાનો હતો ? “ કાલે રાતે તું મારા પ્રત્યે ઠંડીગાર કેમ હતી ? શું છેલ્લા ત્રણ મહિનાના મારા સહવાસે તને કંટાળો આપ્યો છે ? ”

આટલી ટકોર બસ થવી જોઈતી હતી. સ્ત્રીએ આ લગ્નનું અમંગલ ભાવી સમજી લેવું જોઈતું હતું. પરંતુ એ પરણી બેઠી—એક પ્રતિભાસંપન્ન પુરુષની જોડે ! પછી તો એ ‘પ્રતિભા’ જ સ્ત્રીની શોક્ય બની ગઈ. પતિની ને પોતાની વચ્ચે એણે હમેશાં આ ‘ પ્રતિભા’ને પોઢેલી દીઠી. એ પ્રતિભાએ સ્વામીને ઊંચો જવાની પાંખો બક્ષી. સ્ત્રીને પતિ પોતાનાથી ઊંચો ચડતો ભાસ્યો, અથવા એની માન્યતા જ બંધાઈ ગઈ. એ માન્યતાએ સ્ત્રી—હૃદયને ઈર્ષ્યામાં સળગતું કર્યું.

ને સ્વામી તો પોતાની મનોમૂર્તિઓની દુનિયાઓ પર દુનિયાઓ રચતો ગયો. એની ઊર્મિઓએ લાખો માનવીઓનાં રસધામો નીપજાવવાની ધૂન પકડી. હેતના ઉભરા એના લખવામાં જ ખૂટી પડયા. પત્નીને એણે એક પણ કાગળમાં નથી લખ્યું કે ‘ તું કેવી સુંદર છે ! કેવી મીઠી છે ! કેવી મૃદુલ છે ! ’ વસ્તુતઃ પત્નીમાં આ બધું જ સભર ભર્યું હતું, પણ પતિના પત્રોમાં તો નરી બુદ્ધિનું જ મિથ્યાભિમાન ચિતરાયું છે.

એ પત્રની લખાવટમાં ' ' શબ્દનો હુંકાર છે. મેં તારે શું શું સહ્યું છે : હું તને કેટલી ચાહું છું : મારી મુશ્કેલીઓ કેવી છે ! આ બધાની સામે ' તેં મારા માટે શું શું સહ્યું છે ' તેનો એક પણ શબ્દ નથી.

પોતાની મહત્તાનો જ્ઞાતા સાહિત્યકાર; પોતાની ઊર્મિઓને પોતાની અક્ષર–દુનિયામાં સંતોષી લેનાર કલાકાર, કીર્તિ-માર્ગોનો મહાયાત્રી સ્ત્રીના નાનકડા નાદાન ભાવોની ભૂમિકા પર ન ઊતરી શકયો. એને મન તો કદાચ દુન્યવી પ્રેમનો અર્થ આવો હશે; એક અનુકૂળ જીવનસાથીની પ્રાપ્તિ : બસ, એથી વધુ જરી કે નહિ.

ને કોઈ પ્રતિભાસંપન્ન પુરુષની પ્રતિભાને પોષવા નીકળનાર, એવાને સુખ આપવાની કામના સેવનાર ઘણીખરી સ્ત્રીઓનું ભાગ્ય આ સ્ત્રીના ભાગ્ય સમાન જ હોય છે. કોઈ પણ સ્ત્રી આ ' જ્વલંત ' વ્યક્તિને સુખી ન કરી શકી હોત.

બાવીશ વર્ષો સુધી એ પત્નીને વળગી રહ્યો તે તો તર્વ્યબુદ્ધિના બંધો થકી.

પણ લગ્નમાં એકલી કર્તવ્યબુદ્ધિ બસ નથી.

આ કરુણ કથા અંગ્રેજી સાહિત્યના શિરોમણી ચાર્લ્સ ડીકન્સના દંપતી–સંસારની છે.

## માનવપ્રેમી સાહિત્યકાર

"મંદિરનાં પગથિયાં પર ઊભાં ઊભાં મોટી બા ડબલું ધરીને ભીખ માગતાં હતાં તેમાં એ લપસીને પડી ગયાં, એમનો પગ ભાંગ્યો, ને હવે એ ગુજરી ગયાં છે. અમે એને કબ્રસ્તાને લઈ ગયા ત્યારે મૈયતમાં આવનારા ફક્ત ભિખારીઓ જ હતા. મોટી બા એ બધાને બહુ વહાલાં હતાં તેથી તેઓ રડતા હતા. મોટા બાપુજી પણ રડયા હતા. અને મોટી બાને દફન કરી દીધા પછી અમને સહુને ચાલ્યા જવાનું કહી પોતે એકલા મોટી બાની કબર પર ઊભા હતા, ને આંસુ પાડતા હતા તે અમે વાડ પછવાડે છુપાઈને જોયું. મોટા બાપુજી પણ હવે તો થોડા દી'માં જ ગુજરી જશે."

અઢાર વર્ષના વિદ્યાર્થીને પોતાના ગામડિયા ઘેરથી એક પણ અલ્પવિરામ વગરનો આ કાગળ જ્યારે શહેરમાં મળ્યો ત્યારે એની મોટી બાને ગુજરી ગયાં પોણાબે મહીના વીતી ગયા હતા. પોતાના જીવનચરિત્રમાં એણે લખ્યું છે કે–

"ખબર મળ્યા પછી આઠ દિવસે મારા અંતરમાં શોક જાગ્યો–પછી મને મોડી મોડી જાણ થઈ કે મારા બે ભાઈઓ, મારી એક બહેન, બહેનનાં છોકરાં, વગેરે તમામ સાજાં તાજાં ને સશક્ત હોવા છતાં ડોશીને માથે પડેલાં હતાં અને એ સહુનાં પેટ ભરવા સારુ જ ડોશી દેવળને પગથિયે ભીખ માગવા જતાં હતાં. એ બધાંમાંથી કોઈને દાક્તર બોલાવવાનું પણ સુઝયું નહિ !"

અઢાર વર્ષના છોકરાને ઘરમાંથી વિદાય લીધાનો દિવસ યાદ આવ્યો, શહેરની મોટી નિશાળમાં ભણીને મોટા માણસ બનવાની લાલચે "જ્યારે મેં એક આગબોટમાં બેસી ગામનો કિનારો છોડ્યો, ત્યારે સ્ટીમરની ડેક ઉપરથી હું મોટી બાને ધક્કાની છેક કોર પર ઊભેલાં જોઈ રહ્યો હતો. એક હાથે ડોશી પોતાના હૈયા ઉપર મારે માટે દેવરક્ષાનો સ્વસ્તિક દોરતાં હતાં અને બીજે હાથે પોતાના લીરા લીરા થઈ ગયેલ જૂના ઓઢણાને છેડે ભીની આંખો લૂછતાં હતાં."

શહેરના એક ભઠિયારખાનાના ઊંડા ભેજવાળા ભંડકમાં પાંઉ રોટી વણતો વણતો પોતાની મુએલી દાદીને યાદ કરનાર આ કંગાળ વિદ્યાર્થી અત્યારે 'ગોર્કી' નામના તખલ્લુસથી જગતભરમાં જાણીતો બન્યો છે. ને પોતાના વિરાટ રાષ્ટ્ર રશિયાના યુગપ્રવર્તક સાહિત્યકાર તરીકેનું મહાન બિરૂદ પામ્યો છે. તે દિવસે માસિક સિક્કા ત્રણના પગારથી એક ભઠિયારાને ઘેર મજૂરી કરતાં કરતાં એને મોટીબાના મૃત્યુ પર રડવા બેસવાની વેળા નહોતી. એ ફક્ત એટલું જ લખે છે કેઃ

"મને રડવું નહોતું આવ્યું. પણ મારાં મોટીબા કેવાં સાચુકલાં ને ડાહ્યાં હતાં, અમારી આખી વસ્તીની અંદર કેવાં વહાલસોયાં ગણાતાં હતાં, તે વાત કોઇકની કને કહેવા મારું દિલ તે રાત્રિએ તલપી ઊઠયું. પણ કોને કહું ? કહું એવું કોઈ માનવી ત્યાં નહોતું. એ ઝંખના તો અણકથી જ રહી અને ધીરે ધીરે અંતઃકરણની અંદર ખાક બની ગઈ."

"તે પછી ઘણે વર્ષે વાર્તાકાર ચેહોવની એક વાર્તામાં મારા વાંચવામાં આવ્યું કે એક ગાડીવાળો પોતાના પુત્રના મૃત્યુની વાતો પોતાના ઘોડાને સંભળાવતો સંભળાવતો ગાડી હાંકયા કરતો હતો. આ વાંચ્યું ત્યારે મને અફસોસ થયો કે મારા જીવનના એ દુઃખભર્યા દિવસોમાં મારું હૈયું ઠાલવવા માટે મારી નજીક ન કોઈ ઘોડો હતો કે ન હતું એકાદ કૂતરું. ઉંદરો તો ત્યાં ભંડકમાં ઘણા હતા, મારા દિલજાન દોસ્તો હતા, પણ મોટી બાની વાતો તેમને સંભળાવવાનું તો મને મુરખાને સૂઝયું જ કાં નહિ!"

"મારા જીવનનાં વિદ્યાલયો" એ મથાળાથી ગોર્કીએ લખેલી આત્મકથા વાચતાં વાચતાં આ 'મોટી બાના મૃત્યુનો ખંડ કેમ વધુ વાર થંભાવી રાખે છે? એની ગરીબીનો ચિતાર આપે છે તે માટે? ના, એની જીવનયાત્રામાં તો આથી ઘણાયે વધુ કઠિન બનાવો અને સંજોગો પડેલા છે.

ગરીબ ખેડુતને ઘેર એનો જન્મ થાય છે.

પાંચ વર્ષની વયે એનો પિતા ગુજરી જાય છે:

માના બાપને આશરે રહેવું પડે છે. ખિજાળ બુઢ્ઢો દાદો સોટીઓ મારી મારીને એને બાઇબલ ગોખાવે છે.

મા પણ મુઈ: થોડો કાળ ભણતર: નવમા વર્ષે તો એક મોચીની દુકાને નોકરી લઇને પેટગુજારો કરવા ફરજ પડી.

પંદર વર્ષની વય સુધીમાં તો એક જરીફ, એક ચિતારો, એક સ્ટીમરનો બબરચી, અને એક માળી, એમ જુદા જુદા ચાર પાંચ માલેકોને ઘેર આ બાળકે નોકરીઓ બદલી.

પછી શહેરમાં જઈ ભણતાં ભણતાં ભઠિયારાને ઘેર રાતભરની મજૂરી ખેંચી: થરથરતી ટાઢમાં ઠુંઠવાઈ ઠુંઠવાઈ, ભૂખે તરસે મજૂરી કરીને તૂટી પડતાં, છેવટે એક દિવસ ધીરજ ગુમાવી બેસી રીવોલ્વર વડે આપઘાત કરવાની કોશીશ કરી: ગોળી લમણામાં વાગવાને બદલે ફેફસા તરફ ગઈ. જખ્મ રૂઝાયો, જિંદગીની દોરી ન શકી. (માનવ-જાતિનું એ અહોભાગ્ય હતું.)

પછી વોલ્ગા નદીના ગોદીઓમાં વહાણોની અંદર માલ ચડાવવા ઉતારવાનું મજૂર-કામ મળે છે. લાકડાં ફાડવા રહે છે. રેલ્વે સ્ટેશન ઊપર ચોકીઆત બને છે : વીસમા વર્ષે લશ્કરી નોકરી માટે પરીક્ષા આપવા જાય છે પણ નાપાસ થઈ અસ્વીકાર પામે છે : એક વકિલનો સેક્રેટરી બને છે.

રઝળુ પ્રકૃતિએ, સ્વતંત્ર જીવન જીવવાના મિજાજે, નિરાધારીએ અને અલગારી સ્વભાવે આ જુવાનને પછી તો

જીવનના સીધા રાહ પરથી ક્યાંયે ફગાવી નાખી દુનિયાના રેઢીઆર ગણાતા મવાલીઓ તથા ગુંડાઓની સોબતમાં ઝીંકી દીધો. (જેઓએ ગોર્કીને એની અનેક કથાઓના પાત્રાલેખનની સામગ્રી પૂરી પાડી.)

મુએલાં કોહેલાં બિલાડાંકૂતરાંથી ગંધાતી ગટરોનો ને ઊકરડાનો પાડોશી: વેશ્યાઓથી તેમ જ ગરીબ ક્ષયગ્રસ્ત વિદ્યાર્થીઓથી વસેલાં ઘરોનો નિવાસી લબાડી: રંડીબાજીમાં નિષ્ણાત એવા વિદ્યાર્થીઓનો સોબતી: ઓરતોના ફાંસલામાં ફસાતો ફસાતો રહી ગયેલો અને પ્રથમવારના પ્રેમ–લગ્નમાં અનુભવોનો વિષ–કટોરો પીનારો ભગ્નહૃદય નૌજવાન: જગતનો એટલો બૂરો પરિચય પામ્યો કે પોતે પોતાને stepson of humanity (માનવ–જીવનનો ઓરમાયો બાળક) કહી ઓળખાવે. એટલી હદ લગીની કટુતા દુનિયાએ એના હૃદયમાં પેસાડી દીધી કે પોતાનું લેખક તરીકેનું તખલ્લુસ પસંદ કરવામાં પણ એને Gorky (=કડવો) શબ્દ જ સૂઝે.

સંસારની આટલી બધી બુરાઈનું દર્શન કરનાર માણસ જ્યારે કલમ ઉઠાવે, ત્યારે વિશેષે કરીને એનો હાથ કઈ શાહીના ખડીઆ તરફ વળે છે?

ધિક્કાર, કિન્નાખોરી, અથવા તો અશ્રદ્ધા અને નિરાશાવાદની જ શાહીમાં એ કલમ બોળાય છે. જીવનમાં અનુભવેલી એક નાની શી કડવાશ પણ લેખકની કૃતિઓને બુરા ભાવોથી

ખરડી નાખતી આપણે કયાં નથી દીઠી? ઘરને આંગણે જ નજર કરો.

એ ધિક્કાર કિન્નાખોરી, અને શ્યામ સંસાર–દૃષ્ટિથી ગોર્કીને કોણે બચાવ્યો? પોતે વિપ્લવી સાહિત્યનો અગ્રણી છતાં, ક્રાંતિના ઝંઝાવાતોમાં પાંખો ફફડાવનાર ગરુડ–માનવ હોવા છતાં, ઉથલપાથલનો જીવતો જાગતો અવાજ બનેલો છતાં એની લખેલી કૃતિઓ ગંભીર માનવ–પ્રેમ વડે કાં મહેકી રહી છે? Mother–મા–નામનો એનો ગ્રંથમણિ પાડિત રશિયાના પીડક વર્ગ સામેનો મરણિયો સંગ્રામ આલેખનાર અજોડ નવલ તરીકે–જગત–સાહિત્યને શોભા આપી રહેલ છે, તેમાં પણ ક્રોધ, ઉશ્કેરાટ અને ડંસીલી વૃત્તિઓને બદલે માનવપ્રેમ-ભર્યું ઠંડું વીરત્વ વિલસે છે તેનું શું કારણ?

ગોર્કીનાં એ બધાં સર્જનોની પછવાડેથી મને તો એક ગંભીર સ્વરના ભણકારા સંભળાય છે. એ સ્વર તે એનાં બુઢ્ઢી મોટીબાનો વિદાયસ્વર. દૌહિત્રને એની પંદર વર્ષની ઉંમરે શહેરને માર્ગે વળાવતી આ ડોશીએ કહેલા છેલ્લા શબ્દો ગોર્કીએ પોતે જ સંઘરી લીધા છે–

"જો ભાણુા, લોકો જોડે ગુસ્સો કરીએ નહિ હો કે? રોજ રોજ જો ખિજાયા જ કરીશ ને, તો તું કઠોર અને ગર્વિષ્ઠ બની જશે. તારા દાદાને દુનિયા માથે ખિજાવાની જ ટેવ હતી તો એની શી વલે થઈ છે જુએ છે ને? અવતાર કાઢયો તોએ ડહાપણ ન આવ્યું, ને હવે બુઢ્ઢાપણમાં જીવતર કડવાશે ભરાઈ ગયું. એક વાત યાદ રાખજે ભાઈ! કે

ખુદ ઈશ્વર પણ મનુષ્યોને જોખાજોખ કર્યાં નથી કરતો, એ કામ તો છે સેતાનનું. લે ત્યારે હવે આવજે હો ભાણા !"

એમ કહીને ડોશીમાએ પોતાના ત્રાંબાવરણા ગાલ ઉપરથી ઊનાં આંસું લૂછ્યાં ને ઉમેર્યું, "તું તો વેગળો વેગળો ચાલ્યો જશે, ને હું—મરી જવાની."

ગોર્કી લખે છે: "મારા હૈયાનું સૌથી વધુ વહાલસોયું આ માનવી હવે મને કદી મળવાનું નથી એવા ક્ષણભરના વિચારે એ વિદાય–ઘડીએ મારા કલેજાને ચીરી નાખ્યું હતું."

'Mother' ના વાંચકો સહેલાઈથી સમજી શકશે કે 'મા'નું પાત્ર પૂરું પાડનાર આ મોટીબા જ હોવાં જોઈએ. ડોશીનો પરમ સુંદર આત્મા ગોર્કીના એ ગ્રંથમણિ ઉપર છવરાઈ રહેલ છે, પાને પાને એ વૃદ્ધાના છેલ્લા બોલ ગુંજી રહેલ છે. અને એ મોટીબાના વિદાય–સંદેશનો જ પડઘો ઝીલીને ગોર્કી પોતાનો મુદ્રાલેખ લખી ગયો છે કે 'જીવનની જનેતા પ્રેમ છે. ધિક્કાર નથી.'

એ મુદ્રાલેખે જ જગતને 'Mother' ની અમર કૃતિ આપી.

એ એક જ વાકયમાં એ ગ્રંથનાં મૂલ મુલવાઈ જાય છે. ગ્રંથકારની જીવનદૃષ્ટિ પણ એ પુસ્તકમાં ખુલ્લી થાય છે.

એ જીવનદૃષ્ટિ આ રહી :

"While still subjecting many of his fellow-conntrymen to scathing criticism, he is no longer at odds with life. There is greater

calmness and repose in his outlook on the world.......pessimist if he needs must since he deals with life at his lowest most degraded level, it is not the pessimism of despair. His work filled with a great love for humanity, a deep sympathy human failings and a quick response to the beauty of Nature."

(જીવન સાથે એ રૂસણું લઈને નથી બેઠો. જગત પ્રત્યેની એની દૃષ્ટિમાં સમતા તથા સહિષ્ણુતા છે. સંસારના અધમમાં અધમ માનવોનું આલેખન કરતો હોઈ સ્વાભાવિક રીતે એ ઉદાસી તો છે જ; છતાં તે ઉદાસી દૃષ્ટિમાં નિરાશાવાદ નથી. એની કૃતિઓની અંદર માનવજાતિ પરનો અથાક અનુરાગ, મનુષ્યોનાં દૂષણો પ્રતિ ઊંડી સહાનુકમ્પા, તેમજ કુદરતનું સૌંદર્ય પ્રત્યે ત્વરિત પ્રત્યાઘાત સભર ભરેલાં છે.)

# નવને વળાવ્યા

આજે એ બુઢ્ઢો બગીચાનો રખેવાળ બન્યો છે. બાબાગાડી લઈને આવનારી આયાઓ પ્રત્યે એ વિનય કરે છે: નાનાં બચ્ચાંઓને રમાડે છે. ભૂલાં પડેલાં કૂતરાં કુરકુરીઆને પંપાળી પાંઉનાં બટકાં નીરે છે. કોઈ કોઈવાર એના હોઠ ફફડી ઊઠે છે: ને બે દાયકા પૂર્વેની પોતાની કથા એ બાગમાં આવનારાઓ પાસે બોલી નાખે છે:

“સાત ને બે નવ વાર: નવ જણાને મેં એમનાં આખરી મુકામ સુધી સાથ દીધો છે. મોતની સાથે હું નવ પરોડીઆં ફરી આવ્યો છું. આ હાથે મેં નવ જુવાનોની આંખે ધોળા પાટા બાંધ્યા છે, નવ દુ અઢાર હાથનાં કાંડાંને રસી ઝકડી છે, ને નવ જુવાન છાતીઓને છેલ્લી ગોળીઓ ઝીલવા માટે ઉઘાડી કરી છે.

“એ નવે જણા મોતને કેવી કેવી રીતે ભેટેલા, તે બધું ય મને આજ તલેતલ યાદ આવે છે. એકેએક જણ મારી નજર સામે તરવરે છે.

"સરકારના કાળા કિલ્લાની લશ્કરી જલ્લાદ ટુકડી માંહેનો હું સાર્જન્ટ હતો. મહાયુદ્ધનો એ મામલો હતો. પરદેશી જાસુસો પકડાતા એના ઉપર મુકદ્દમો ચાલતો ને એને છેલ્લી સફર ખતમ કરાવવાનું કામ અમારું હતું. મારે ભાગે નવ જાસુસો આવ્યા હતા.

"કેવો એ એકેકો જણ ! હજુ મારી આંખો સામે રમે છે. એક જુવાને છેલ્લી પળે પોતાનાં માતાપિતાની છબીને ચૂમી ચોડી. બીજો છેલ્લાં કદમ ભરતો ભરતો 'આઘે આઘે મારા બાળાપણનું ગામ' નામે ગીત લલકારતો ગયો, ને બાપડો ત્રીજો એક તો તે દહાડે બે વાર મુઓ ! એક ખાનગી મોત, ને બીજું દફતરી મોત: પ્રથમ તો હું એના હાથ બાંધતો'તો ત્યારે જ એનું કલેજું ફાટી પડયું ને તે પછી થોડીક જ ઘડીએ આઠ રાઇફલોએ એના કલેજા ઉપર તડાતડી બોલાવી દીધી.

"સહુથી વધુ જીવતી યાદ મને એક વલંદા જાસુસની રહી ગઈ છે, ખરો સજ્જન, ખરો જવાંમર્દ—વાહ શૂરવીર !

"મૂળ હોલેન્ડ દેશની રૂશ્વત મેળવીને નીકળેલો. અમેરિકાનો પાસપોર્ટ કરીને આંહીં ઉતર્યો. પકડાઈ ગયો. તપાસ થઈ. તોહમત ચાલ્યું. ઠાર કરવાની સજા મળી.

"૧૯૧૫ના ઓકટોબર માસની ૨૬ મી તારીખે અમે એને તુરંગમાં તેડવા ગયા. કોટડીમાં દાખલ થતાં જ એ ઊભો થયો. બેઠી દડીનું લઠ્ઠ બદન : તોપના ગોળા જેવું માથું : કાળી ભમ્મર

ઝીણી દાઢી : મોટા વિદ્વાનનો આભાસ કરાવતાં ચશ્માંની આરપાર પડકાર દેતી બે ચોખ્ખી આંખો; ને આખા જ ચહેરા ઉપર ચિંતન, ચોકસાઈ, ચોખ્ખાઈનો માપબંધ દમામ.

"એને હાથકડી નાખીને અમે લઈ જવા લાગ્યા ત્યારે એણે પૂછયું. 'મારે કયાં જવાનું છે?'

"અમે કોઈ બોલ્યા નહિ."

"ટેકસીમાં બેઠો બેઠો એ દુનિયાને નિહાળતો હતો. એને ખબર નહોતી કે આ દષ્ટિપાત આખરી હતો. ધીરે ધીરે કિલ્લો નજરે પડયો. મોં મલકાવીને એણે ઉચ્ચાર્યું : "ઓ–હો! સમજ્યો! આ તો ટુંકી કેડીની મજલ!"

"કિલ્લાની નાની કોટડીમાં એ જ પ્રભાતે એને એનું તોહમતનામું ને સજા વાંચી સંભળાવવામાં આવ્યાં : "કાલે સવારે તને ઠાર મારવામાં આવશે."

"એક હરફ પણ બોલ્યા વગર એ નિયમસર શિર ઝુકાવીને વળી નીકળ્યો. એ છેલ્લા દિવસની છેલ્લી રાત એણે જે કોટડીમાં બેસીને વિતાવી તેની બારીને બંધ કરી લેવામાં આવી હતી. બહારથી સંત્રીની નજર પડી શકે તે ખાતર રાખવામાં આવેલ છ તસુના બાંકોરા સિવાય હવા ઉજાસનો કોઈ રસ્તો નહોતો. ત્યાં એકાકી બેસીને એ આખો સમય પોતાનો સંપૂર્ણ એકરાર લખતો રહ્યો.

"પરોઢીએ એ નાની કોટડીમાં ધર્મગુરુએ પ્રવેશ કર્યો. પૂરી સાઠ મિનિટ સુધી એ બાંડીઆ માનવીએ અદબ અને ચોકસાઈથી માલિકની જોડે પોતાનો હિસાબ ચોખ્ખો કર્યો.

" થોડી વારે એણે લગાર બ્રાન્ડી પીધી, ચહાનો પ્યાલો પીધો ને થોડાં બીસ્કીટો ખાધાં. ત્યાં તો અમે જઈ પહોંચ્યા.

'તૈયાર છે તું ?' અમારા અફસરે એને હાક દીધી.

'બેશક બેશક.' કહીને એણે હંમેશની ચોકસાઈથી દાઢી મૂછના વાળ ઓળ્યા.

" કાળા કિલ્લાની રાંગના એ ગમગીન ઓછાયા નીચે એને ત્રણસો કદમો ભરવાનાં હતાં. માટીના કોથળાની થપ્પીઓ જોડે સાંકળેલી એક ખુરસી ઉપર એને બેસાડવામાં આવ્યો.

" બેસતા પહેલાં એણે એકાએક અમારી, ત્રણે વળાવીઆઓની તરફ ફરી પોતાનો પંજો લંબાવ્યો. અમારી ત્રણેની જોડે એણે કસકસતું હસ્ત–મિલન કર્યું. પછી વણથોથરાયલી શુદ્ધ જબાનમાં એણે અમને કહ્યું : 'સલામ ઓ દોસ્તો ! મેં પણ મારી ફરજ જ અદા કરી હતી. તમે પણ સુખેથી તમારી ફરજ બજાવો.'

'ને હવે હું આ ગોળીઓ છોડનારાઓની જોડે હાથ મિલાવી લઉં ?'

" તેઓની જોડે પણ એણે હાથ મિલાવ્યા.

" પછી તો મેં ખુરશીની સાથે એનાં કાંડાં બાંધી લીધાં. એની આંખે ધોળો પટ્ટો કસકસાવ્યો. ને એનાં કોલર નેકટાઇ ઉતારીને એના ડાબા કલેજાની બાજુનું પહેરણ ખેસવી નાંખ્યું.

આઠ રાઇફલોમાંથી છૂટેલી ગોળીઓએ એ બાંકીઆ આદમીને નજીવી એક ચમક ખવરાવી.

"ને આજ મને બરાબર યાદ છે, કે એક મિનિટ બાદ મેં જ્યારે એની આંખનો પાટો છોડયો, ત્યારે એના મોં ઉપર મલકાટ હતો.

"એ દેખીને મને મનમાં થયેલું કે વાહ દોસ્ત! ભલેને તું જાસુસ હોઇશ. પણ તેં ખાનદાનીથી મરી જાણ્યું."

"વીસ વર્ષો પરની એ યાદને ઉકેલતો બુઢ્ઢો બાગબાન આજે માયાળુ હાથે લંડનના એક બાગમાં આયાઓને, બાળાંઓને, ફૂલોને તથા ભૂલાં પડેલાં કૂતરાંને હેત કરે છે.

## મોતની અંધાર-ગલીમાંથી

હજુયે મારા કાનમાં ગાજે છે—

"બંધવા, તારો જાન ન ચાલ્યો જાય ત્યાં સુધીને માટે તને ફાંસીને દોરડે લટકાવવામાં આવશે. પ્રભુ તારા આત્માને શાંતિ આપે!"

ફેંસલો આપનાર ન્યાયમૂર્તિના એ ઠંડાગાર શબ્દો હજુ પણ મારી આસપાસ ઘૂમી રહેલ છે. દિવસ અને રાત એ ભણકારા મારા માથાની અંદર બોલે છે. દિવસ અને રાત, સૂતાં ને જાગતાં, પળે પળે ને શ્વાસે શ્વાસે એ જ ધીમો, ગંભીર અવાજ–'તારો જાન ન જાય ત્યાંસુધી ગળે રસી નાંખીને તને લટકાવવાંમાં......'

હું છુટી ગયો છું. નિર્દોષ ઠર્યો છું, મોતની અંધારી ગલી-માંથી નીકળીને જીવનના અજવાળા વચ્ચે આવી ઊભો છું, છતાંય એ અવાજ મારા કાનમાં પછડાતો મટયો નથી.

*

ગયા અઠવાડીઆના આ દિવસે તો હું જેલની ફાંસી-ખોલીમાં બેઠો હતો. સળીઆ અને જાળીવાળી ઊંચી નાની બારી વચ્ચે મઢેલો એક આસમાની આકાશ-ટુકડો હું નિહાળી રહ્યો હતો, અને મારી તથા મોતની વચ્ચે ઊભેલા દિવસોને હું મારાં ટેરવાં પર ગણતો હતો.

સાત દિવસ પૂર્વે તો હું ગાંઠ વાળીને બેઠો હતો કે મને લટકાવી દેશે. મારા પર અદાલતમાં જ્યારે મોતની સજા સંભળાવવામાં આવી ત્યારે જ મારી બધી આશાઓ ભાંગી ગઈ હતી. અપીલ બપીલનો મારે મન કશો જ અર્થ નહોતો. મને એમાં કશી ગમ નહોતી પડતી. હું એમાં કશો રસ પણ નહોતો લેતો. મને તો મારા ગળામાં ફાંસીનો ગાળીઓ પડી ચૂક્યો જ લાગતો હતો.

*

મૃત્યુનો પ્રથમ આઘાત—ઓહ ! એ દારુણ અને વેધક આઘાત કલેજાની આરપાર થઇ ચાલ્યો ગયો. તે પછી મને મૃત્યુનો ભય નહોતો રહ્યો. પરંતુ ફાંસી દેવાની જે જે ઝીણી વિગતભરી વિધિક્રિયાઓ મેં વાંચી કે સાંભળી હતી, તે પ્રત્યેકને યાદ કરતો, સ્મરણમાં ઉથલાવતો, વિચારતો હું એ આખી રાતના અંધારામાં જાગતો હતો.

ખરે જ મને મોતની બીક નહોતી. મને ધાસ્તી એક જ હતી: મૃત્યુની રાહ જોવામાં જે વેદના રહેલી છે તે વેદના જ કદાચ મારી નસોને તોડી નાખશે, ને છેવટની ઘડીએ કદાચ હું હિંમત હારી નામર્દી બતાવી બેસીશ !

આ હા હા ! આ બધી વાતને શું ત્રણ જ મહિના થયા ? મને તો લાગે છે કે ગયા માગશર મહિનાની એક મીઠી સાંજરે

જ્યારે એ સાદા પોશાકવાળા પોલીસો મારે ઘેરથી મને તેડા ગયા, તેને તો આજે એક જુગ થઇ ગયો છે.

*

"આપનું થોડું કામ છે. સાહેબ પાસે જરા આવી જશો ?"

એટલા જ શબ્દોથી પોલીસોએ જ્યારે મને પોતાની સાથે લીધો ત્યારે મારી પત્ની ઘરમાં નહોતી, હું એક ચિઠ્ઠી લખીને મૂકતો ગયો કે "હમણાં વાળુ ટાણે પાછો આવું છું."

ખરેખર, વાળુ વેળાએ તો પાછા આવી જવાની જ મને ખાતરી હતી. પોલીસ મને એથી વધુ રોકી રાખે એવું કશું જ કારણ મારી કલ્પનામાં નહોતું.

એટલે જ જ્યારે પોલીસ–ઓફિસની અંદર મારી સામે ખૂનનું તોહમતનામું વાંચવામાં આવ્યું, ત્યારે મને સાન જ ન રહી કે આ તે ગંભીર વાત છે કે કેવળ ગમ્મત છે ?

મને તો હસવાનું મન થઈ આવ્યું. કોઈ સ્વપ્નસૃષ્ટિમાં જાણે હું જઈ પડયો છું ! પણ પછી તો જેલની એક નાની કોટડીના લોખંડી સળીઆએ મને એ એકલતામાં જાગ્રત કરી દીધો. મને સત્ય વસ્તુસ્થિતિનું ભાન આવ્યું.

આખી રાત મેં પથારીમાં લોચ્યા કર્યું–પણ તે મારે કારણે નહિ; મને તો હું સવારમાં છુટી જ જઈશ એમ પાકી શ્રદ્ધા હતી. મને ફિકર થતી હતી મારી સ્ત્રીની.

*

**બીજે** દિવસે સવારે અદાલતમાં જઈ મારે જરૂરી વિધિઓ કરવી પડી. જીવનમાં અગાઉ કદી કોઇ પણ કોર્ટમાં મેં પગ મૂકેલો નહિ. એટલે અહીં મારા પગ ધ્રુજી ઊઠયા, મારી આંખે તમ્મર આવ્યાં.

કોર્ટમાં થયેલી આખી જ ક્રિયા મારી નજરે તો અર્થહીન હતી. મને એમાં કંઈ ગમ પડી શકે તે પહેલાં તો વોર્ડરે આવીને મારે ખભે હાથ મૂકયો ને મને કોર્ટમાંથી બહાર લઈ ગયા. મને પોલીસે વધુ અટકાયતમાં રાખ્યો.

વળતે દહાડે પહેલી જ વાર મેં મારી પત્નીને દીઠી. મને એ મળવા આવી હતી. હસવાનો યત્ન કરતી એ મારી તરફ ચાલી આવતી હતી, પણ આખરે એનું કઠણપણું ન ટકયું. બેસતાં બેસતાં એ રડી પડી.

*

"ઓહ, વા'લા, વા'લા !" એ ડુસકાં ભરતી પૂછવા લાગી : "પણ તમને શી બાબત પકડયા છે હેં ?"

મેં એને દિલાસો દેતાં કહ્યું : "તું કશી ચિંતા ન કર. આમાં કશીક ભૂલથાપ થઈ લાગે છે મને તો. નક્કી હું આવતે અઠવાડીએ તો ઘેર આવી ગયો હઈશ."

સાચેસાચ હું એમ જ માનતો હતો. એટલે સુધી કે મને ફરી રિમાન્ડમાં રાખી છેવટે મારા પર કામ ચલાવવા મોકલવામાં આવ્યો ત્યારે પણ હું બેફિકર હતો.

મારી આવી આત્મશ્રદ્ધાથી બળ મેળવીને મારી પત્ની પણ આશાવંત બની, ને એ બિચારી તો મારા ઘેર આવવાના અવસરની તૈયારી પણ કરવા લાગી

*

જેલમાં એનો જે કાગળ મને મળેલો તે આ રહ્યો મારી પાસે.

“ મારા વહાલા, મારે તો તમે આંહીં આવો ત્યારે તમને અચાનક ચકિત કરવા હતા. પણ એટલી ધીરજ ન રહી શકી તેથી આ ખબર આપું છું. તમે પાછા આવશો ત્યારે તમારે માટે પાયજામા, જાકીટ, મોજાં, ખમીસ વગેરે જે કંઈ બની શકે તે લેવા માટે હું અત્યારે ઘરખર્ચમાં ખૂબ કરકસર કરી કરી પૈસા બચાવી રહેલ છું. બીજું જેટલું જેટલું તમારા સારૂ લેવાશે તેટલું લઈ રાખીશ. આખી ગોઠવણ મેં વિચારી રાખી છે.”

ભોળી બિચારી! આખી ગોઠવણ એણે વિચારી રાખેલી, દૈવે પણ પોતાની ગોઠવણ વિચારી રાખેલી ખરી ને!

*

મારી માને તેમ જ પત્નીને મેં કોર્ટમાં મુકદ્દમા વખતે ન આવવા કહેલું. પરંતુ બપોરે કોર્ટ ઊઠી ત્યારે પાંજરામાંથી ઊતરતાં મેં પત્નીને દેખી. છેલ્લા પગથિયા પર હું થોભ્યો. અદાલતની અંદર દૂરથી અમારી દૃષ્ટોદૃષ્ટ મળી. એ હસી. મને તેણે હિંમત રાખવા ઇશારત કરી.

મેં પણ સામે મોં મલકાવ્યું, કારણ કે મને તો ખાત્રી હતી કે આ બધો સંતાપ હવે ખતમ થશે ને અમે પાછાં ભેળાં થશું.

*

જેલમાં હું હતો તે જ રિમાન્ડ-વોર્ડમાં મારો સ્નેહી... પણ હતો, કે જેના સસરાનું ખૂન કર્યાના આરોપમાં એ હું અને એક ત્રીજો મિત્ર, ત્રણે સંડોવાયા હતા.

એ મિત્રના મુકદ્દમાનો છેલ્લો દિવસ હતો. અમે બેઉ હોજ પર હાથ ધોવામાં એકઠા થઈ ગયા. એણે મને કહ્યું:

" આ ખૂન મેં કર્યું છે કે નહિ તે વાતના ફક્ત બે જ સાક્ષીઓ છે."

મેં પૂછ્યું " કોણ કોણ બે ? "

એણે કહ્યું: " એક મારો ઇશ્વર ને બીજો હું પોતે."

વધુ એક શબ્દ પણ બોલ્યા વિના એ ફરીને ચાલી નીકળ્યો.

ફરીને કદી મેં એને દેખ્યો નહિ. તે જ દિવસે એને ફાંસી થઇ ગઈ.

બાકી રહ્યા અમે બે તોહમતદારો: બન્ને એકબીજાને કહેતા હતા. " હિંમત રાખ દોસ્ત ! કશું થવાનું નથી."

*

પણ જેમ જેમ કામ ચાલતું ગયું તેમ તેમ મારી હિંમત ઓસરતી ગઈ. કોર્ટમાં રજુ થતાં એ જુઠ્ઠાણાંને છુંદી નાખવા માટે હાથની મુઠ્ઠી બીડીને છલંગ મારવા હું ઊકળી ઊઠતો હતો. આ મનોવેદનાને ભારે મારી નાડીઓ તુટી પડતી હતી.

મુકરદમાના છેલ્લા દિવસ સુધી આ વેદના ચાલુ રહી. જ્યુરીને એક જ કલાકનો વખત લાગ્યો. પણ મને, મારા તકદીરનાં છાબડાં તોળાતાં હતાં તે વેળાએ, એ એક મિનિટ પણ પછી એક એક કલાક જેવી, નરકલોકના એકેક કલાક જેવી લાગી.

હું જંપી ન શક્યો. વિચાર પણ કરી શક્યો નહોતો.

આમ ને તેમ ટેલતો જ હતો. ગાંડો બની જઈશ એવું લાગ્યું. બીડી સળગાવી, પણ એ પીવાનું જ ભૂલી ગયો.

આખરે પાછા અંદર જવાનો વખત થયો, પાંચ મિનિટ પછી મારું નિર્માણ થવાનું. પાંચ જ મિનિટ પછી !

મને કઇ સૂઝતું નહોતું. કંઇ સંભળાતું નહોતું. અચાનક એક નામ બોલાયું. મારું જ નામ !

*

મારું નામ કોણે પૂકાર્યું? મેં નજર કરી. મેં એક કાળા ઝભાવાળા અને ઝુલતી કાળી કાનટોપી પહેરેલ માણસને જોયો. એ માણુસ મારું નામ લઇને જુરીને કંઈક કહેતો હતો.

એ એકજ શબ્દ બોલ્યો–Guilty–ગુનેગાર !–અને તુરત જ મેં બાકીની બિના સમજી લીધી. મોતની સજા ફરમાવવા પહેલાં એ કાળા ઝભાવાળો ન્યાયાધીશ માથા પર કાળી ટોપી ચડાવે તે પહેલાં તો હું મારો અંજામ પામી ગયો.

જજ્જ શું કહે છે તે પકડવા મેં બહુ મહેનત કરી. પરંતુ મારું મન બીજા જ વિચારે ચડી ગયું હતું. હું જજ્જની કાળી ટોપીનું ચિંતન કરતો હતો. સાળું હુંય એવફૂફ હતો ને ! કે આટલા દિવસથી ફાંસી દેતા જજ્જની એ કાળી ટોપીને હેટ જ માનતો હતો. મારું બેટું આ તો હેટને બદલે કપડાનું એક કટકું જ નીકળ્યું !

*

મને જે ક્ષણે મોતની ફરમાશ થતી હતી તે ક્ષણે હું આવા વિચારો કરતો કરતો ઊભો હતો એ કંઈ ઓછું રમુજ-ભર્યું કહેવાય ? મને તો એ મોટા માણસના આવા કઢંગા વેશની મશ્કરી કરવાનું મન થતું હતું.

છતાં—છતાં એ બધો વખત મારા કાનમાં એનાં નિશ્ચલ નિઃસ્તબ્ધ, શબ્દો અફળાઈ રહેલ હતાઃ—

"બંધવા, તારો જાન નીકળતાં સુધી તને ગર્દને રસી નાખી લટકાવવામાં આવશે–ઈશ્વરે તને શાંતિ આપો !"

એ બધી વિધિ ખલાસ થઇ. જેલને માર્ગે મને પીંજરા-ગાડી લઈ જતી હતી, તે વખતે મૃત્યુની અને મારી વચ્ચે ત્રણ જ રવિવાર ઊભેલા હતા.

પોલીસ અમલદારો, દાક્તરો, વોર્ડરો વગેરે મને હિંમત દેવા લાગ્યા. "નિરાશ થા નહિ. હજુ તો તારા બચાવની પૂરેપૂરી તક તારા હાથમાં છે."

આ દિલાસા સાંભળવાની મને કશી જ તમા નહોતી રહી. મારે મનથી તો ધરતીનો છેડો આવી રહ્યો હતો.

*

પત્નીનો કાગળ આવ્યો; "વહાલા, મારા બાપુનો કાગળ તમને મળ્યો ? એ પણ મારી માફક જ તમને નિર્દોષ માને છે. ને અપીલ કરવા માટે તમને વેળાસર મળવા આવવા માગે છે. તમે હિંમત રાખજો. ગમે તે થાઓ, પણ તમે મારા હૃદયમાં સદાને માટે દેવ સમા જ રહેવાના. આપણે બહુ થોડો જ સમય ભેગા રહેવાનું સરજાયું હશે. થોડું છતાં કેવું કેવું અણમૂલ ! હું તો મને આટલું ટૂંકું પરણેતર મળ્યું તે બદલ પણ ઇશ્વરનો આભાર માની રહી છું. મને હવે એનું મૂલ સમજાય છે. અને વહાલા ! જુઓ, તમને હું મારી નવી છબી

બીકું છું. કાલે જ પડાવી. બહુ જ સસ્તી પાડી આપે છે. પાવલી પાવલીમાં! હસતા નહિ હાં કે.....હિંમત ધરજો, ને હસતા જ રહેજો—"

આ કાગળ મેં ફાંસી–ખોલીમાં કોણ જાણે કેટલીક વાર ફરી ફરી વાંચ્યો. એકલો હું કદી પડતો જ નહિ. રાત ને દિવસ બે અમલદારો મારી જોડે જ રહેતા. તેઓની સાથે હું પાનાં રમતો, પુસ્તકો વાંચતો, કાગળો લખતો, ચાલ્યા આવતા મારા નિર્માણને મનમાંથી અળગું રાખવા માટે!

*

પણ રાત્રિયે?—ફાંસીખાનાના દ્વાર સુધીની એ ટૂંકી મજલઃ માથા ઉપર કાળી કાનટોપી.....અને પછી.....રસાનો ગાળીઓઃ એ દશ્યો મારી છાતીને પળેપળે પીસતાં રહ્યાં.

પહેલે જ દિવસે મને જેલ–લાયબ્રેરીમાંથી તે લોકોએ એક દળદાર પુસ્તક વાંચવા દીધું. એને ઉઘાડતાં એની પહેલી વાર્તાનું નામ વાંચીનેજ મારો દેહ કમ્પી ઉઠયો. એ ચોપડી મેં નીચે મૂકી દીધી. ચોપડી હતી અમેરિકાના ખૂનના કિસ્સાઓની. ને પહેલી જ કહાણીનું નામ હતું "ફાંસીખોર ન્યાયાધીશ."

*

અપીલના કામમાં મને રસ નહોતો. આશા જ નહોતી. મૃત્યુને તો નિશ્ચિત જ માની બેઠો હતો. અપીલને તો ફક્ત છેલ્લી વિધિ તરીકે જ પતી ગઈ જોવા હું ઉત્સુક હતો.

અદાલતમાં અપીલની સુનાવણી અર્ધો દિવસ ચાલી. ત્યાં

સુધી તો મારું એમાં ધ્યાન જ નહોતું. પછી વળી અમારા વકીલની જોરદાર દલીલો પર મારા કાના મંડાયા ને આશાનું એકાદ કિરણુ ફુટયું.

આખરે ન્યાયમૂર્તિ અમારા તરફ ફર્યા. અમારું નામ લીધું ને હું એકલક્ષ્ય બનું તે પહેલાં તો મેં મારા છુટકારાના શબ્દો સાંભળ્યા. એ શબ્દો—મને જીવતદાન દેનારા, મને જીવતી કબરમાંથી બહાર કાઢનારા એ શબ્દો એટલા તો ધીમા, ઠંડા ને પ્રાણહીન રીતે બોલાયા કે એક મિનિટ સુધી તો હું બાઘો બનીને કશું જ સમજ્યા વગર બેસી રહ્યો.

*

કોઈએ અવાજ કર્યો. મને પોતાને જ બૂમ પાડી ઊઠવાનું મન થયું. પણ મારા ઊઘડેલા હોઠ પર શબ્દોચ્ચાર આવ્યો નહિ, ગળું રૂંધાઈ ગયું.

બહારના ઓરડામાં મને ને મારા સાથીને બાઝી પડી સ્વજનો મુબારકબાદી આપતા હતા, હું યંત્રવત હસતો હતો, અને આ વળી એક નવું સ્વપ્નું તો નથી ના, જાગીશ કે તરત જ ફાંસીખોલીના સળીઆ તો નજરે નહિ પડે ના, એ શંકાને દૂર કરવા મથતો હતો.

ના, ના, સ્વપ્ન નહોતું, હું ને મારો દોસ્ત મુક્ત બન્યા હતા. અમે શેરીમાં ચાલ્યા જતા હતા. હું તો નીલ આકાશ સામે જ તાકી રહ્યો હતો: ને મારા મિત્રની આંખો ભરપૂર નદીની સામે ફાટી રહી હતી.

*

મિત્ર બબડતો હતો: "જો ભાઈ, નદી તો જો ! આપણી દયાળુ બુઢ્ઢી નદી તો જો ! આ આપણી ભલી ભાદર માતા તો જો !"

—જાણે એને વિસ્મય થયું હતું કે આ નદી અહીં ક્યાંથી !

અમે છુટા પડયા—એ એનાં બાળબચ્ચાં પાસે ગયો ને હું મારી માની નાની હાટડીએ ચાલ્યો ગયો.

અપીલનો શો ફેંસલો આવ્યો તેની મને ખબર નહોતી, એટલે હું તો ઓટાની ઓથે છુપાઈ રહ્યો. માને મારે ચકિત કરવી હતી.

મા આવી, નીચે ઉતરી. મને જોયો. ફાટયે ડોળે ટાંપી રહી. જાણે હું એના મુએલા દીકરાનું પ્રેત હોઉં ને ! પછી એની આંખોમાંથી દડ દડ હર્ષાશ્રુ ચાલ્યાં. મને એણે બાથમાં લીધો. અમારા બેમાંથી કોઈ કશું બોલી જ ન શક્યું.

×

મા અને હું બન્ને મારી પત્નીને મળવા ચાલ્યાં. એ એક ચહાની હોટલમાં પીરસનારી તરીકે નોકરી કરતી હતી. એની અગાઉની નોકરી, મારો મુકર્દમો સાંભળવા માટે એ કામ પરથી થોડી ગેરહાજર રહેલી તે કારણે, તૂટી ગઈ હતી. અને આ નવી નોકરીનું પણ એમ ન થાય તે કારણે એ મારી અપીલની સુનાવણીમાં નહોતી આવી.

એ એક ખૂની કેદીની ઓરત છે એવી ખબર હોટલમાં કોઈને નહોતી. એટલે અમે સાધારણ ચહા પીનારાં ઘરાકોની

ક જ અંદર પેસી ગયાં. એના જ મેજ પર જઈ બેઠાં,
ને વરધી દીધી; "એય છોકરી! બે કપ ચહા લાવ."

*

મારા નવજન્મનું પ્રથમ મિલન અમારે આ રીતે થવું
જોયું હતું! અમારે બન્નેને વેશ ભજવવાના હતા; એને
ારસનારીનો ને મારે ઘરાકનો. અમારાથી છચોક વરવધૂ
રીકે મળી પણ ન શકાયું. છુપું છુપું ફક્ત એક જ વાર,
ઈ ન દેખે તેમ એણે પોતાનો પંજો મારા હાથ પર દબાવી
ધો, ને ગદ્‌ગદિત કંઠે ચુપચાપ એ એટલું જ બોલી શકી
ઓ વહાલા!"

પછી એ નોકરી પરથી છૂટી ત્યારે તો અમે બેઉ
ાગમાં દોડયાં ગયાં, ને ત્યાં ઝાડ તળે કંઇ પાર વગરની વાતો
રતાં બેઠાં રહ્યાં.

*

હવે ભવિષ્યનું શું! કદાચ ખરી કઠણાઈ તો હજી બાકી
શે. જાણે ક્યાંક નાસી જાઉં! ને મારું બદનામ નામ
ાદલી નાખી નવો અવતાર આરંભું!

પણ જાઉં તે કેવી રીતે? મારી પાસે પેટગુજારાના પણ
ાસા નથી રહ્યા. અહીં જ ક્યાંક મારે ધંધો શોધવો પડશે.

દરમ્યાન જાણે મારી પાછળ ને પાછળ એક ભયાનક
અવાજ ચાલ્યો આવે છે:

"બંધવા, તારો જાન નીકળતાં સુધી તને ગદેંતે
સી........."

ઓહ! ઓહ! ઓહ પ્રભુ!

# જીવતો દફનાયલો

"મુની! દોસ્ત! હવે તો છૂટી જવાનો, આવતે મહિને જ."

તપેલા ઉપર નીચો વળીને બટેટાં ફોલતો ફોલતો એક કેદી આ શબ્દો બોલનારાઓની સામે જોવા પોતાનું મસ્તક ઊંચું કરે છે. એ જવાબ દેવા જાય તે પહેલાં તો આંતરડાં ઉપર પડેલા ચાંદાની અસહ્ય પીડાથી એના દાંત એના હોઠને બટકાં ભરે છે. શ્વાસ લેતો લેતો એ વિશ્રામ ખાય છે. ને આંખોના ઊંડા ગયેલા ફિક્કા ડોળા ફાડીને એ ઠંડોગાર ઉત્તર આપે છે:

"હવે–હવે વીશ વર્ષો વીતી ગયા પછી આ સમાચાર સાંભળીને હું શું ઊભો થઇને હસું? ગાવા માંડું? કહો શું કરું?"

છૂટવું ન છૂટવું એ આ માણસને મન હવે એકસરખું જ બન્યું છે. છુટકારાની આશા એના મોં પર અંશમાત્ર પણ આનંદ પાથરી નથી શકતી.

×

ત્રણ વર્ષ પર પણ એ કેદીને આ જ વાત કહેવામાં આવેલી. "ટોમ ! મુની ! તારો છુટકારો નજીક છે. તારે માટે ખૂબ ચકચાર ચાલી રહેલ છે."

તે વખતે કેદીએ હર્ષના ઉછાળા માર્યા હતા, કેદી નાચ્યો અને કૂદ્યો હતો.

પણ એ ન છૂટયો.

ફરી એક વર્ષે એને કહેવામાં આવેલું: "ભાઈ ટોમ ! આ વખતે તો તારી મુક્તિ અફર છે."

સાંભળીને કેદીએ કૂદકા તો નહોતા માર્યા. સંગીત પણ નહોતું ગાયું. છતાં આટલું તો એનાથી બોલાઈ ગયું હતું કે "બીજું તો કંઈ નહિ, પણ મારી પંચાશી વર્ષની બુઢ્ઢી મા બાપડી બહુ રાજી થશે. કેમકે એક એણે જ મને છોડાવવાની આશા હજુ છોડી નથી."

એ શબ્દોએ કેદીની આંખોને ભીની કરી હતી.

×

પણ તે તો એક વર્ષ પહેલાં. હવે તો તેની આંખોનાં અશ્રુ–ઝરણાં યે સુકાઈ ગયાં છે. હવે તો એ જીવતી કબરમાં જઈ રહ્યો છે. એને 'અલ્સર'નો–આંતરડાં પર ચાંદાનો વ્યાધિ લાગુ પડયો છે. રોગ ઘણો આગળ વધી ગયો છે.

બહારનું કામકાજ કરવાની એની તાકાત નથી રહી. જેલના રસોડામાં બેઠાં બેઠાં બટેટાંની છાલ ઊતારવાનું તેમ જ ભોંય ધોવાનું હળવું કામ એને સોંપાયું છે.

જેલની મુલાકાતે આવનારા અતિથિઓ આ જર્જરિત જૈફ, સફેદ વાળવાળા વિલક્ષણ આદમીને એક ખુણામાં

લપાઇને બેઠેલો જોઈ, વારંવાર વેદનાની આહ ઉચ્ચારતો સાંભળી, મુકાદમને કુતૂહલથી પૂછે છે કે "આ ડોસો કોણ છે?"

"એને ન ઓળખ્યો સાહેબ!" મુકાદમની જીભ સળકે છે: "એ તો પેલા ટોમ મુની. ૧૯૧૬ની સાલમાં જેણે બોંબ ફોડીને સોળ જણાની હત્યા કરી હતી તે જ માણસ. તેદુનો એ આંહીં અમારી કને જ છે. ઘણા ઘણા લોકો કહે છે, કે એ બોંબ એણે ફેંક્યો જ નહોતો, છતાં એને તો અહીં જ રાખ્યો છે. થોડાક વર્ષોથી એને હોજરી ઉપર ચાંદા પડયાં છે. હમણાં હમણાં વધુ પીડાય છે. પણ ટોમ તો લોખંડી નર છે સાહેબ! એને તમે ચાહે તેટલી સજા કરો ને! ચું કે ચાં નહિ કરે."

×

સ્વાધીન અમેરિકાના કેલીફોર્નીઆ સ્ટેટની સાન કવેન્ટીન જેલમાં છેલ્લાં વીસ વર્ષોથી જીવતો દફનાએલો આ ટોમ મુની: આજે બટાટાંની છાલ ઉખાડે છે; ઓરડાનાં ભીંતળીઆં ધુએ છે: મરણની વેદના ભોગવે છે.

૧૯૧૬ના જુલાઈ મહિનામાં એ મુક્ત માનવ હતો. પાકો સમાજવાદી હતો; વિશ્વશાંતિનો હિમાયતી હતો. યુરોપમાં તે વેળા જાદવાસ્થળી જામી હતી. અમેરિકા દેશ દૂર ઊભો ઊભો એ જાદવાસ્થળીને નિરખતો હતો. ૭ હજાર માઇલ છેટે ચાલી રહેલી એ જાદવાસ્થળીમાં પોતાને પણ જોડાવું પડશે એ વાતના ભણકારા અમેરિકાના કાન પર રોજે રોજ ગુંજતા હતા. યુદ્ધની તરસ અમેરિકાના હજારો લોકોને લાગી ગઈ હતી. કેલીફોર્નીઆનું તો નગરે નગર ને શહેરે શહેર યુદ્ધના

સ્વાંગ સજવાના શોર કરી રહ્યું હતું : ' યુદ્ધમાં જોડાઓ ! ' નાં પ્રચાર–સરઘસો નીકળતાં હતાં.

આ યુદ્ધ–ઘેલછાનો વિરોધ કરનાર વર્ગ એક જ હતો. શ્રમજીવી વર્ગ: બંદરોના ખલાસીઓ, કારખાનાંના મજુરો, ખેડૂતો વગેરે. તેઓની વ્યવસ્થિત સંસ્થાઓ યુદ્ધવિરોધી પ્રચાર-કાર્ય ચલાવી રહી હતી.

* *

સાનફ્રાન્સીસ્કો નામનું એક નગર છે. ત્યાં યે લડાઈ ઘેલડાં નાચી ઉઠેલ છે. શસ્ત્રો સજવાની તૈયારીઓ ચાલે છે.

નગરમાં બે જુવાનોનું દિલ આ ઉન્માદની સામે ખાસ કરીને જલતું હતું : એકનું નામ બીલીંગ, ને બીજાનું નામ ટોમ મુની. ટોમ મુની એક ફાંકડો આયરીશ હતો. સદાય હસતો એનો મધુર ચહેરો હતો. પોતાની બુઢ્ઢી માતા જોડે ટોમ ત્યાં રહેતો હતો. થોડા જ દિવસમાં તો ટોમ પોતાની પ્રિયતમા કુમારિકાને પરણવાના કોડ સેવતો હતો.

બન્નેએ આ યુદ્ધોત્તેજક સરઘસની વિરૂદ્ધ અવાજ ઉઠાવ્યો. જાહેર ભાષણો કર્યાં. લોકો તો ' રાક્ષસ જર્મનો ' જોડે લડી કાઢવાની પાગલ મનોદશામાં ચકચૂર હતા એટલે તેઓએ તો આ બે જણ પ્રત્યે લક્ષ ન દીધું, પણ સાનફ્રાન્સીસ્કોની પોલીસે દીધું. તેઓએ પોતાની ગુપ્ત પોથીમાં આ બે નામો ટપકાવી લીધાં.

×

યુદ્ધસજ્જનવટનો દિવસ ઊગ્યો. નાના નિર્દોષ મલકતાં બાળકોના હાથમાં વાવટાઓ ફરકતા હતા. વાવટાઓ પર લખ્યું હતું :

"ચલો જંગમાં."

શણગારેલી ગાડીઓ ઉપર બેઠી બેઠી રૂપાળી કુમારિકાઓ હાથ ઝુલાવતી હતી.

"શસ્ત્રો સજો. ચલો જંગમાં."

પૂરા લડાયક તોરમાં નીકળેલું એ ઉન્મત્તોનું સરઘસ આ બાળકોને અને આ સુંદરીઓને પોતાની વશીકરણ વિદ્યા માટે વાપરી રહ્યું હતું.

*

સરઘસે એક રાજમાર્ગ પર વાંક લીધો. એજ પલકે લોકોની મેદની પર એક કાળો ગોળો પડયો. ગોળો ફાટયો. સરઘસમાં ભંગાણ પડયું. નાનાં શિશુઓ ને સુંદરીઓ જમીન પર ગબડી પડયાં. હાહાકાર મચ્યો. એમ્બ્યુલન્સ ગાડીઓ આવી ત્યારે ત્યાં સોળ શબો પડયાં હતાં ને એક સો ઘાયલો લોહીલોહાણ હતા.

"મારનારને પકડો !" આખો દેશ પુકારી ઊઠયો. રોષની જ્વાલાઓ ભભૂકી.

પોલીસ ચોકસી કરતી હતી. ચોકસી વ્યર્થ જતી હતી. મારનાર ગૂમ થઈ ગયો હતો.

"ગુનેગારને જલદી પકડો, જલદી નશ્યત કરો !" દેશમાં શોર જાગ્યો.

એક અઠવાડિયા સુધી પોલીસે રજે રજ તપાસ કરી. ગુનેગાર ન જડયો.

છાપાંઓએ મથાળાં બાંધ્યાં: **પકડો આપણા પાડોશી સમાજવાદીઓને. એ જ, એ રાતા વાવટાવાળાઓ જ**

**આ કામના કરનારા છે. એનાં માથાં લાવો. અમે ગુનેગાર માગીએ છીએ."**

*

લોકોએ પોતાના વેરનો ભોગ માગ્યો ને પોલીસે એ ભોગ હાજર કર્યો: મુની અને બીલીંગ.

જાહેર સભાને ચાલતે કામે પોલીસે મુનીને કડી પહેરાવી ત્યારે એણે હસતાં હસતાં પૂછ્યું: "તહોમત ?"

"કંઈ નહિ, એ તો સહેજ–ખૂનનું. પેલા સોળ જણાના ખૂનનું તોહમત."

બેઉ જણાએ મોં મલકાવ્યું. બેઉને પોલીસ ચોકી પર લઈ જવામાં આવ્યા. તોહમતનામું વાંચી સંભળાવવામાં આવ્યું, ત્યારે પણ બેઉ હસ્યા.

મુનીને મળવા એની પ્રિયતમા આવી. મુલાકાત ન થવા દીધી.

પાંસઠ વર્ષની એની માતા આવી. એને થોડી મિનિટો માટે જ મુલાકાત કરાવી.

દીકરો કહે, "માડી, કંઈ ચિંતા ન કરો, હમણાં જ બહાર આવીશ. ને લ્યુને વહાલ કરજો. કહેજો કે "બે અઠવાડિઆમાં તો હું છૂટો થઈશ." (લ્યુ એટલે મુનીની ભાવી પત્ની.)

×

ઉપલા શબ્દો બોલાયાને આજ વીસ વર્ષો વીત્યાં. દરમીઆન લ્યુ અને મુની ફક્ત બે જ વાર મળી શક્યાં છે.

અદાલતમાં મુનીએ 'એલીબી' રજુ કર્યો. સાબિતિ સ્પષ્ટ હતી: બોંબ ફૂટયો તે વેળા મુની એ ગુનાને સ્થળેથી અર્ધો માઉ દૂર એક છાપરા પર ઊભો ઊભો સરઘસ જોતો હતો.

'એલીબી'નો અસ્વીકાર થયો. જજે અને જ્યુરીએ એઉને ખૂનના અપરાધી ઠરાવી દેહાંતની સજા ફરમાવી.

હરપળે પોતાની નિર્દોષતાની જાહેરાતની તેમજ તત્કાળ છુટકારાની રાહ જોઈ મલકાતા મુનીએ જ્યારે જ્યુરીનો નિર્ણય સાંભળ્યો, ત્યારે તે એકજ ક્ષણે મુનીના મોં ઉપર એક કબર ચણી દીધી.

×

"હોય નહિ, મારો દીકરો, મારો ટોમ કદી જ એવું કામ કરે નહિ." એવા ધાપોકાર કરતી પાંસઠ વર્ષની ડોશી, તે વેળાના પ્રેસીડેન્ટ થીઓડોર રૂઝવેલ્ટની પાસે દોડી જઈને ખાત્રી આપી આવી કે "મારા દીકરા ઉપર તર્કટ થયું છે."

રૂઝવેલ્ટની દરમ્યાનગીરીથી મોતની સજા રદ થઈ.

બત્રીસ વર્ષનો જોબનજોદ્ધ મુની પોતાના કારાવાસને વેઠતો હતો. બેઠાં બેઠાં એણે સાંભળ્યું કે ૧૯૧૭માં અમેરિકાએ જાદવા-સ્થળીમાં ઝુકાવી દીધું છે.

તે પછી તુરતમાં એને કાને પડયો શાંતિનો શબ્દ: "યુદ્ધવિરામ."

હવે તો મને છોડશે: એવી આશાએ મુની બેસી રહ્યો. એ દિવસ ન આવ્યો.

×

મુનીના જેલ ગયા બાદ થોડા જ વખતમાં એક ભેદ પકડાયો. સરઘસના હત્યાકાંડમાં ખૂનીને સંડોવવા માટે જે એક માણસ ઉપર પોલીસનું દબાણ લાવવામાં આવ્યું હતું તે માણસે એ મતલબનો પોલીસનો પોતાના ઉપરનો કાગળ જગતની સામે મૂકયો. ૧૯૨૧ માં બીજા પણ એક સાહેદે

જગત પાસે એકરાર કર્યો કે મારી જુઠ્ઠી સાક્ષી પોલીસે મને પૈસા આપીને પુરાવી હતી. તે પછી એક પછી એક તમામ સાહેબોએ આ તર્કટનો એકરાર કર્યો.

છતાં–છતાં મુનીને ન છોડયો. કેલિફોર્નીઆના મુડીવાદી શાસકોએ સમજી લીધું કે મુની જેલની દિવાલોમાં જ સારો છે. છો ને એ નિર્દોષ રહ્યો!

×

એમ વર્ષો વહ્યાં. જેલના ખોરાકની અસર મુનીના જોરાવર દેહ પર પણ થવા લાગી. એના માંસના ગઠ્ઠા ગળી ગયા. એની ચામડીનો રંગ ઊડી ગયો. એના મોં પર ઊંડા ચાસ પડયા. એની આંખોના દીવા ઝાંખા થયા.

૧૯૨૮ ની સાલ આવી. કેલિફોર્નીઆના ગવર્નર ઉપર એક કાગળ આવ્યો.

એ કાગળ કોનો હતો?

જજ્જ ફ્રાંકલીનનો. મુનીને મોતની સજા ફરમાવનાર ન્યાયમુર્તિનો ખુદનો.

કાગળમાં શું લખ્યું હતું?

લખ્યું હતું કે, "મુકદ્દમો ચલાવનારો હું પોતે, જ્યુરીના અગ્રેસર, જ્યુરીના અગિયાર સભાસદો, અત્યારના વિદ્યમાન ડીસ્ટ્રીકટ એટોર્ની અને મહુંમ પ્રોસીક્યુટર સાહેબ સિવાયના અન્ય તમામ અધિકારીઓ–અમે તમામ એમ માનીએ છીએ કે તોહમતદારો નિર્દોષ હતા. ને એમની મુક્તિને માટે અમે સર્વ મળીને આ હિમાયત કરીએ છીએ."

×

સજા કરનારા ન્યાયમૂર્તિનો જ આ એકરાર: એ એકરારને ઉપરાઉપરી ત્રણ ગવર્નરો ઘોળીને પી ગયા.

×

૧૯૩૧ ની સાલ આવી. ટોમ મુનીને કહેવામાં આવ્યું: “તને પેરોલ પર છોડવામાં આવશે. ફક્ત તારે અઠવાડીએ એક વાર પોલીસ ચોકી પર રજુ થઈ આવવું.”

ટોમે ના પાડી. એણે જવાબ આપ્યો: “હું જો પેરોલ સ્વીકારું, તો તો લોકો એમ જ માનવાના કે મેં ગુનો કબૂલ કરી લીધો છે. એવી કલંકિત મુક્તિ મારે નથી જોઈતી. મેં એ હત્યા કરી નથી. એ હત્યાકાંડની જોડે મારે કશી જ નિસ્બત નહોતી. એટલી વાત પુરવાર ન થાય ત્યાં સુધી મારૂં સ્થાન અહીં જ હોય. ઇન્સાફનો આખરે વિજય જ થશે.”

મુનીની મુક્તિનું આંદોલન વધ્યું. આખા સંસ્થાન ઉપર એ મોજું ફરી વળ્યું. છુપા પોલીસનો વડો, મોટા ધર્મગુરુઓ, બીજી માતબર સંસ્થાઓ ને છાપાંઓ, તમામના સૂર સંયુક્ત બન્યા. બધું જ વ્યર્થ હતું.

×

મુકદ્દમો ચલાવનાર જજ ફ્રેન્કલીન આજે સાત વર્ષોથી મુનીના છુટકારાના આંદોલનનો અગ્રણી બન્યો છે. એ તો કહે છે કે—

“પ્રભુ ઈસુની બાબતમાં હાથ ધોઇ નાખનાર પેલા પોન્ટીઅસ પાઈલેટની પેઠે મારે મારા હાથ ધોઈને જ નથી બેસી રહેવું. હું તો આ બેઉને છોડાવ્યા પછી જ જંપીશ.”

૧૯૩૪ માં મુની પર ફરીથી કામ ચલાવવામા આવ્યું: અને જ્યુરીએ એને નિર્દોષ જાહેર કર્યો. છતાંય મુની કેદમાં સડે છે.

એને ફરીથી અદાલત સન્મુખ રજુ કરવાનો આદેશ ગયા મહિનામાં દેવાયો હતો. કદાચ મુની છૂટશે.

×

એ છુટકારો આવશે, તો પણ અતિ મોડો પડશે. મુનીના જીવનનો ધ્વંસ પૂરો થઇ ચૂકયો છે. મુનીને આ દુનિયાનો સાદ હવે પહોંચતો નથી. 'આશા, જીવનને ફરી એકવાર માણવાની આશા, નરકના દ્વાર ઉપર પણ લખાએલો એ બોલ, 'આશા' એ બોલ મુનીના હૃદયમાં કોઈ પ્રતિધ્વનિ જગાવતો નથી. બત્રીસ વર્ષનો કોડભર્યો જુવાન આજે બાવન વર્ષનો બન્યો છેઃ એની હોજરી ઉપર ચાંદાં પડયાં છેઃ વેદનાની લાય બળે છે.

મુનીનો એક પગ કબરમાં પડી ગયો છે.

# કલાકારનું વેર

મીણનાં પૂતળાં બનાવતો હતો એ: સંતકુમારી જોનને હતભાગિની રાણી મેરી એન્ટોનેતને, વોલ્ટરને, કૈંક કરુણ, ભયંકર, સુંદર કબ્રસ્તાનસૂતેલાંને કલાકારે પાછાં બોલાવ્યાં હતાં. એ મીણની આકૃતિઓને શિલ્પીએ જાણે કે જનેતા બની ગર્ભમાં સેવી હતી, પૂરે માસે વેદનાની વેણ્ય પુકારતાં પુકારતાં પ્રસવી હતી, ઉછેરી હતી, કલેજું ચૂસાવીને ધાવણ ધવરાવ્યાં હતાં.

કલાકારને બીજું ભાન નહોતું. સ્ટુડીઓમાં એકલો એકલો જ એ પોતાનાં આ બચ્ચાં જોડે વાતો કરતો. એની આંગળીઓ પ્રત્યેક આકૃતિના દેહ ઉપર વહાલપ છાંટતી. દરેક પૂતળીના હમણાં ફફડી ઊઠશે એવા હોઠ અને મટકું ન મારતાં નેત્રો પોતાના સર્જકના વદન ઉપર ભવ્ય રૂપ-ઝાપટાં છાંટતાં હતાં.

દેશના ઉમરાવજાદા જોવા આવ્યા. અતિ-અતિ રાજી થયા ત્યારે કહી ગયા કે 'જુઓને, બહારગામ જઈએ છીએ. પાછા આવીને રાજકુળ જોડે તમારી ઓળખાણ કરાવી આપશું. બહુ ખુશી થયા અમે. લ્યો જય જય !''

"મારી પ્યારી જોન! વ્હાલસોયી એન્તોને! આપણને રાજકુળ જોડે પિછાન થશે. આપણે ધન્ય બનીશું. સુખી થઈશું." શિલ્પીના એવા સુખોદ્ગારની વચ્ચે એક પડછાયો પડ્યો. ને બોલ સંભળાયા. "બહુ થયું આ ગાંડપણ!"

×

એ હતો કલાકારનો મુડીદાર ભાગીઓ. વિલંબ એને પોસાતો નહોતો. કલાકારની ટાઢી ટાઢી પ્રગતિ એને અસહ્ય હતી. પૂતળાંને છેલ્લી છેલ્લી કોણ જાણે કેટલીયે રેખાઓ આપવાનું હજુ કલાકારને બાકી હતું. કલાકાર એ મુડીપતિની સામે કરગરતે મોંયે થોડી વધુ મુદત યાચતો હતો.

પણ મુડીપતિની નજર મેલી બની હતી. એના હાથમાં એક કાગળ હતો. 'મારાં નાણાં ઊભાં કરી લેવાનો ઇલાજ, જો, આમાં છે.'

એ હતો આગના વીમાનો કાગળ. નિહાળતાં જ કલાકારને ફાળ પડી. મુડીપતિનો ગુપ્ત આશય એ સમજ્યો. બોલી ઊઠ્યો:

"નહિ નહિ, અરે પાગલ! એવું ન કરતો. તારે પગે પડું છું."

ત્યાં તો મુડીદારે એક પરનીનું પતાકડું સળગાવ્યું. ને કલાકાર એને રોકે તે પહેલાં તો કુમારી જ્હોનના ચણીઆ ઉપર ભડકો લાગ્યો. આગમાં ઓગળતી એ એક પછી એક પૂતળીઓનાં માથાં ખડતાં હતાં. ચીસો પાડતો શિલ્પી એ દરેકને ઓલવવા ધસતો હતો. મુડીદાર એને બાથંબાથાં ધકેલી બારણાં તરફ લઈ જતો હતો.

×

એને દાઝેલો, બેશુદ્ધ, જમીનદોસ્ત છોડી દઈ ને મુડીદાર બહાર નીકળ્યો. રખે કલાકાર કોઈને મદદે બોલાવી શકે તે સારુ બહારથી બારણું બંધ કર્યું. ચાલ્યો ગયો—વીમાનાં નાણાં લેવા......

ને એ બાર વર્ષની સરજેલી કલા—સંતતિના ભસ્મ-ઢગમાંથી કલાકાર પણ આખરે ઊઠયો—જીવતો !—હા, જીવતો, પણ પ્રેતદેહેઃ હાથનાં સળગી ગયેલ આંગળાં ફરીથી મીણનો પીંડ પકડી શકશે નહિ. ચહેરા ઉપર અગ્નિની જીભોએ માન-વતાને ચાટી લઈ મૃત્યુની કદરૂપતા મઢી દીધેલી.

×

એ ચાલ્યોઃ પોતાનાં બાલબચ્ચાંને જીવતાં બાળી મૂકનાર મુડીપતિની પાસે શરણ માગવા. એને અપમાન મળ્યું, ધક્કો મળ્યો. શેઠના ઘરમાંથી શિલ્પી ગલીની પગથી પર પટકાયો. એનું હૃદય કિનાને પંથે પળ્યું. પોતાના કલા—કુલનો નરમેધ કરનાર આ એક માલેતુજારની મૂર્તિમાં એણે આખા સમાજને ઊભેલો નિહાળ્યો.

મારાં મુએલાં બચ્ચાંને હું આ દુનિયાની પાસેથી જ પાછાં લઈશઃ આવા નિશ્ચય સાથે એણે સમુદ્રને પાર એક વિદેશની વાટ પકડી.

×

પોતાના ભયાનક ચહેરા ઉપર એણે મીણ ચાંદી દઈ અસલ હતી તેવી હૂબહૂ શકલ બનાવી લીધી છે. દાઝી ગયેલા હાથ હવે મીણની કરામત કરી શકે તેમ નહોતા. ને સળગેલાં બચ્ચાંને, એકોએકને સજીવન કર્યે જ જંપ વળવાનો હતો. જગતે જેને ભરખેલાં છે તે જગતે જ પાછાં આપવાં રહ્યાં એવો એનો નિરધાર હતો.

×

થોડાએક મહિના પછી—

નગરમાં એક પછી એક સુંદરીઓના આત્મઘાત શરૂ થયા. ને પોલીસ–કચેરીમાંથી એ પ્રત્યેક શકમંદ મુર્દાની ચોરી થતી ચાલી. કદાવર જુવાનો અને ભવ્ય વૃદ્ધોની પણ કેટલીક આત્મહત્યાઓએ ને તેમનાં ગુમ થતાં શબોએ નગરને વિસ્મયમાં નાખ્યું. પોલીસની અક્કલ બેહોશ બની ગઇ.

×

એ આત્મઘાતો નહોતાં. મીણનાં પૂતળાંનું સંગ્રહાલય નવેસર રચાતું હતું. પોતાની જૂની ભસ્મીભૂત આકૃતિઓની પ્રતિકૃતિઓને કલાકારે જે જે માનવના મોં ઉપર દીઠી, તે તે માનવને એ મરી ગયાં દેખાય તેવાં બેભાન બનાવી, અને શબસ્તાન (મોર્ગ)માંથી ચોરાવી, ફરી સજીવન કરી, પછી ખદખદતા પાણીના કુંડમાં જીવતાં ને જીવતાં ઝબકોળેલાં એ ખોળીઆં ઉપર ધગધગતા મીણની કારીગરી સજાવી, ફરીવાર કલાકારે સરજ્યાં એ કુમારી જોન, ભયાનક મહાપુરુષ વોલ્તેર વગેરે ઐતિહાસિક પાત્રો: પોતાનાં સમગ્ર વહાલાં આત્મજનો.

અને સૌથી છેલ્લો એણે મીણથી મઢ્યો જીવતા પેલા મુડીદારને. બાકી રહી હતી એક હતભાગિની રાણી એન્તોને. કલાકારનાં નયનો એન્તોનેના કો' જીવતા અવતારને જગતમાંથી શોધતાં હતાં.

×

"એન્તોને ! ઓ મારી એન્તોને ! તું મને મળી ગઈ ! ગભરા નહિ. હું તને ચિરયૌવન બક્ષીસ. તું કદાપિ નહિ પલટી જાય. તારા રૂપલાવણ્યને જગત સેંકડો વર્ષો સુધી પૂજ્યા કરશે ઓ મારી વહાલી એન્તોને !..."

એવાં બોલ સંગ્રહાલયની અંદર ગોઠવાએલાં માનવ–મુર્દાની સૃષ્ટિ વચ્ચે એક દિવસ રાત્રિએ ગુંજી ઊઠયા. કલાકારની બાથમાં તે વખતે એક યૌવના હતી. શિલ્પીનું બનાવટી મોં ઊખડી ગયું હતું. એનો ભયાનક ચહેરો તાકી રહ્યો હતો, ને પોતાની અગમ ઉશ્કેરાટભરી વાણીમાં એ યુવતીને સંભળાવતો હતો કે: "મારી આ દશા! મારાં સંતાનોની આ દશા! મારાં બાર બાર વર્ષોની પલપલની કારીગીરીની આ દશા! એ કરનાર કોણ જો! જો! જો!...

ને એક મોટી પેટી ઊઘાડે છે. તેમાંથી ડોળા ફાડી રહેલ છે પોતાના મુડીદાર ભાગીઆનું જીવતું બેભાન કલેવર.

×

પછી તો એ પ્રેતમુખા શિલ્પીએ આ સુંદરીને કલાના નરમેધકુંડને કાંઠે ઉઠાવી–એક મેજ પર નગ્ન સુવાડી. વિજળીનાં યંત્રો ચાલુ કર્યાં. એક ક્ષણમાં તો પાણીનો કુંડ ખદખદતી દેગ બની રહ્યો. મીણનો રસ ઊકળવા લાગ્યો. ને જીવતા માનવદેહને એવું ને એવું અણુચિમળાયું રાખવા માટે કલાકારે એક ઇન્જેકશનની પિચકારી ભરી ત્યાં તો—

×

છુપી પોલીસ આવી પહોંચી. કલાકારની છેલ્લી ઘડીઓ પાગલ બની ગઈ. મારફાડ, વેરણછેરણ, આક્રંદો ને વેદનાચીસોની કાળી લાય લાગી. ને ઊંચેથી કોઇ એક માનવી એ ખદખદતા કુંડમાં પટકાઈ બફાવા લાગ્યો.

એ હતો કલાકાર!—પ્રેક્ષકોએ તાળીઓ પાડી.

×

મીણની પૂતળીઓના સંગ્રહાલયનો ભેદ: Mystery of The Wax Museum; એ એક દિલવલોવણુ ચિત્રપટ છે. એના પ્રત્યેક ખેલને અંતે આવી લાખો કરોડો તાળીઓ પડી ગઈ હશે. શા માટે આ તાલીનાદ ! શા આનંદે ! કયા ઉદ્ધારને કારણે ? ડીટેક્ટીવ 'સ્ટંટ'નો આહાર કરી કરી વિકૃત બનેલી લોકદૃષ્ટિ આટલા મોટા ધ્વંસની પાછળ ઊભેલી એ કલાકારની કરુણતા કયાંથી જોઈ શકે ? બસ, કલાકારે જે દારૂણ નરમેધ રચ્યો હતો તે પકડાયો: શાબાસ છુપી પોલીસને......

×

પણ કલાકારની માનસસૃષ્ટિને આટલી વિકૃત બનાવનાર પેલા શિલ્પમેધને શો હિસાબ ચૂકવ્યો સમાજે ? એના બચ્ચાંને જેણે જીવતાં બાળ્યાં, એના જીવતે દેહને જેણે પિશાચી સ્વરૂપ પહેરાવ્યું, તે ધનલોભને કઈ છુપી પોલીસે હાથ કર્યો ?

કો' અદ્‌ભુત કલાવિધાનીએ જનતાનાં અંતરનાં ઊંડાણો વલોવવા માટે આલેખેલું આ ચિત્રપટ આખરે તો ડીટેક્ટીવ ખાતાની ફતેહ ગણાઈને લોકોના ભ્રમિત હર્ષનાદને હવાલે થયું !

# પત્નીના પ્રણયસુખને ખાતર

એક સોરઠી લોકકથા છે. દેવરાને ચાહતી પત્નીને એના સંસારી સ્વામી ઢોલરાએ બહુ બહુ તાવી જોયા પછી આખરે એના હૃદયનાથ દેવરાના જ જીવનમાં સ્વહસ્તે જઈ રોપી દીધી.

આવો જ ભવ્ય ઉકેલ ઇબ્સને પોતાના 'The Lady From The Sea' નામના નાટકમાં ઉતારેલ છે. મોંપાસાએ પોતાની 'The Returu' નામની નવલિકામાં સૂચવેલ છે; હૉલ કેઇને 'The Prodigal Son'માં અને 'The Manxman'માં આ જ કરૂણ નિકાલ આણ્યો છે. ને 'Love's Pilgrimage' નામે પોતાના જ જીવન પરથી ઘડેલી કથામાં અપ્ટન સીંકલેરે પણ એ ભેદક દિલાવરી બતાવી છે. ટેનીસનનું Enoch Arden પણ એ જ મહામાર્ગે ગતિ કરે છે.

ઉપર લખી એકેએક કૃતિમાં પુરુષ પોતાની પરણેલી સ્ત્રીને

—પ્રાણભેર ચાહતો છતાં—પ્રેમવિહોણી, રસવિહોણી, અન્યને તલસતી નિહાળીને પછી એના સાચા પ્રણયીનું મિલન કરાવે છે. કંટાળીને કૃષ્ણાર્પણ કરનારો અથવા પોતાને કોઈ નવા પ્રણયની પ્રાપ્તિ થતાં નિજ પત્નીને 'તું હરકોઈની જોડે પરણી શકે છે' એવી જાતની તિલાંજલિ દેનારો આમાંનો એક પણ નથી. એ પ્રત્યેકે તો ઈર્ષ્યાની આગમાં જલી જલી, પોતાના લગ્નજીવનના ધ્વંસની દારુણ કલ્પના કરી કરી, લોહીલોહાણ હૈયે બલિદાનો દીધાં છે.

×

આ પ્રત્યેક કથાનાં પરિણામો પણ તપાસવા જેવાં છે. ઇબ્સનની જલદેવી એક બીજવરને પરણી છે: દાક્તર પતિના અનોખા પ્રેમસુખની વચ્ચે પણ એને લગ્ન પૂર્વે એક વાર ભેટી ગયેલો વિદેશી પ્રણયી યાદ આવે છે. એ પૂર્વપ્રણયનું ખેંચાણ જલદેવીની સ્વસ્થતાને હરી લે છે. પતિની જોડેનો પત્ની સંબંધ એણે ત્યજી દીધો છે. એક દિવસ પેલો વિદેશી પોતાની આ પ્રેમિકાને લઈ જવા આવી ઊભો રહે છે: છેવટ સુધી દલીલો, કાલાવાલા અને ધાકધમકીનો ઉપયોગ કરતો દાક્તર પતિ આખરે કહે છે કે "તને હું મુક્ત મનથી મારી લગ્નગ્રંથિમાંથી છૂટી કરું છું, સુખેથી જા, સુખી થા !"—ને કોણ જાણે પણ આટલી ભવ્ય ઉદારતા એ ભાગેડુ પત્નીના હૃદયમાં નવો પલટો લાવે છે. વિદેશીને શૂન્ય હાથની વિદાય દઈને જલદેવી, પૂર્ણ પ્રેમભરી, દાક્તર પતિના જીવનમાં સમાય છે.

×

મોંપાસાએ તો ગરીબ અને નિરક્ષર ખારવા—જીવનની

કથા દોરેલી છેઃ દરિયાઈ બેપમાં ક્યાંક ડૂબી મુએલો મના-
એલો ખલાસી દસેક વર્ષે પોતાને ગામ આવે છેઃ અને એક
ખોરડાની સામે સૂનસાન બેઠો બેઠો એ ઘરને આંગણે ખેલતાં
બાળકોને, ઘરમાં કામ કરતી ઓરતને અને ઘરને, ટગર ટગર
નિહાળ્યા કરે છેઃ ઓરત અને બાળકો આ કોઈ શકમંદ
પરદેશીની હીણી દૃષ્ટિથી ડર પામી, ઘરના ધણીને ચેતાવે છે
કે એ કાળમુખાને આંહીંથી ખસેડો ! ઘરનો ધણી આ ભેદભર્યા
આગન્તુકની પાસે જઈ પૂછપરછ કરે છેઃ અજાણ્યો ભિખારી
ઓળખાય છેઃ એ છે ઘરનો અસલ માલિક, ઓરતનો મૂળ પતિઃ
એક બાળકનો પિતાઃ સમુદ્રે ડૂબી મુએલો મનાએલો એ જ
ખારવો !

થોથરાતી, રૂંધાતી જીભે એ ખારવો પોતાના દિલની
સમસ્યા જણાવે છે કે "ભાઈ, બીજું તો ઠીક, બાયડીને તો
તેં સાચવી છે એટલે ઈ તો તારી જ ગણાય : છોકરું ય તારે
આશરે ઉછર્યું છેઃ મારે ઇ કાંઈ ન જોવેઃ પણ ભાઈ, આ
ખોરડું: આ મારો આશરોઃ હું જેમ તેમ પડયો રહું એટલો
આ કુબોઃ આ કુબાને મારો અભાગીઓ જીવ વળગે છે, તે
આંહીં બેઠો છું, ને બેઠો બેઠો જોઉં છું."

+

નવો પતિ આ વાત સાંભળીને ઊંડી વ્યથા અનુભવે છેઃ
મહેમાનને પોતાના કુબામાં તેડી જાય છે; ઓરતને અને
બાળકને એની ઓળખાણ પડાવે છેઃ ખવરાવે છે; ને
પછી એક તાડીની દુકાને તેડી જઈ પીણું પાય છેઃ ને પીણું
પીતાં પીતાં વારંવાર આટલું જ બોલ્યા કરે છે કે "તયેં તો

ભા ! તું પાછો આવી પુગ્યો, હેં ? આવ્યો ખરો ! તું હીમ-ખીમ આવી પુગ્યો, ખરું ભાઈ !" વગેરે વગેરે એ ટૂંકામાં ટૂંકા શબ્દ–ચિત્રમાં મોંપાસાની લેખનકલા શી શી હૃદયોર્મિઓ મૂકે છે ! પ્રેમજીવનની ફિલ્સુફીનો કેવો સંવેદનમય તલસ્પર્શ કરે છે !

એ તાડીના ગંધારા પીણા ઉપર, સમાજની ગટરોમાં વાસ કરનાર બે માછીમારોને બેસારીને મોંપાસા એના મોંના મેળ વગરના પશુશબ્દોમાંથી કેવો ઉદાર ધ્વનિ ખેંચે છે ! ટૂંકી વાર્તાના પ્રત્યેક પ્રેમીએ કંઠસ્થ કરવા જેવી એ કથા છે. એ તાડીની બદબો મારતા ત્રુટક શબ્દોમાંથી એક જ ઝંકાર આપણને સંભળાય છે કે યજમાન ખલાસી પોતાના અતિથિને ઘર તેમ જ ઓરત બન્નેની ઉદાર સોંપણી કરી દેશે.

*

અપ્ટન સીંકલેરનો તો એ જીવતો જાગતો જીવન પ્રસંગ બની ગયો છે. એમનું તો સમાનધર્મી સ્નેહલગ્ન હતું: પરણ્યાં દસેક વર્ષો વહી ગયેલાં: એક બાલક પણ થયેલું: લેખકના ધંધામાં રોટલી રળવાનો જીવલેણ સંગ્રામ ખેલતા સીંકલેરે પોતાની પત્નીને કોઈ રમ્ય પ્રકૃતિસ્થાનમાં રાખી હતી. પત્નીને ત્યાંનાં સમૃદ્ધિવંત સહવાસી લોકોની વચ્ચે જીવનના સુંવાળા કોડ જાગ્યા; પુસ્તકોમાં રચ્યોપચ્યો, વેદીઓ, નગરવાસી સ્વામી સહેજ અણગમતો થયો, ને પોતાની કોમળ સંભાળ લેનારા એક પાડોશી જુવાનનો નેહ લાગ્યો. નગરમાંથી ફક્ત રવિવાર ગુજારવા આવતા પતિની પાસે એક રવિવારે પત્નીએ આ વાતનો

એકરાર કર્યો. સીંકલેરના જીવનનું બધું રકત જ જાણે શોષાઈ ગયું. જેને આધારે પોતે જીવતો હતો તે દંપતી–સ્નેહની જ વરાળ બની ઊડી ગઈ.

પછી એણે ઉશ્કેરાટને શાંતિમાં શમાવ્યો. ભાવી જીવનની સુનકાર મરુ–ભોમને પૂરેપૂરી કલ્પનામાં ઠેરવી. પત્નીના પ્રેમિકને કાગળ લખ્યો, પત્નીની ઇજ્જતને કશી હાનિ ન પહોંચે તે સારુ પોતે પોતાના જ શિર પર પત્ની પ્રત્યેની બેવફાઈનું તહોમત ઓઢી લઈને અદાલતમાં છુટાછેડા મેળવવાની તૈયારી કરીઃ પરંતુ પત્નીનો પ્રેમિક એક પાદરીની નોકરી પર હતો. પ્રેયસીને પત્ની બનાવવાની એની હામ ચાલી નહિ. એ દેશ છોડીને નાસી ગયો.

અને સીંકલેરે અટ્ટહાસ કરી ઉદ્‌ગારો કાઢ્યા : ‘ બાયલો ! નામર્દ ! નાસી ગયો. જવાબદારી નહોતી જોઈતી. મોજ જ જોઈતી હતી !–નાસી ગયો ! ભીરૂ ! નાસી ગયો ! ’

## તમારી પત્નીઓ લખે તો—

મહાપુરુષોની મહત્તા સલામત છે. એમની પત્નીઓ ચુપ બેસે છે ત્યાં સુધી.

સાહિત્ય–જગતના મહાજનો એમની કૃતિઓમાં જ દેવતાઓ દેખાય છે. એમના સત્ય જીવનની માટી તો એમની સ્ત્રીઓના પગે અફળાય છે.

કલ્પનામૂર્તિઓ અને ભાવનાસૃષ્ટિઓ વચ્ચે જીવનારો સાહિત્યકાર ધરતી પર પગ મૂકે ત્યારે કેવા છબરડા વાળે છે!

*

ગુજરાતણોએ, હિન્દવાણીઓએ હજુ સ્વામીઓનાં ચરિત્રો લખવા માંડયાં નથી. આથમણી દુનિયામાં વિધવા પત્નીઓએ પતિઓના જીવનગ્રંથો આપ્યા છે.

એવી છેલ્લી જીવનકથા તાજેતરમાં જેસ્સીએ આપી છે: જેસ્સી એટલે વર્તમાન સદીના શિરોમણિ અંગ્રેજી નવલ–કાર જોસેફ કોનરેડની વિધવા.

*

આ વિધવાએ પોતાની વેદનાઓનાં છાજીઆં લેવા માટે પતિનું ચરિત્ર નથી લખ્યું. પૂરાં અઠ્ઠાવીસ વર્ષો સુધીનું જે પરણેતર, તેમાં સાહિત્યમણિ સ્વામીનું પોતે કેવું સર્વાંગી દર્શન કર્યું છે, તેનો એ માર્દવભર્યો, ક્ષમાવંતો સમજણો ને સાફ દિલનો ચિતાર છે.

*

પોતે તો છે અંગ્રેજ: ને કૉનરેડ હતો પોલેન્ડનો વતની. વિધવા પોતાના સ્વામીની સાહિત્ય–સિદ્ધિને વંદન કરે છે. લખે છે કે ૧૮૭૮ના જુન માસની ૧૮મી તારીખે જોસેફ જ્યારે પ્રથમ પહેલીવાર બ્રિટનને કિનારે ઊતર્યો ત્યારે અંગ્રેજી ભાષાના જૂજ શબ્દો જ તેને આવડતા હતા.

*

આ શબ્દો એણે વહાણના ખલાસીઓ કનેથી અને ઉગમણી કંઠાળના માછીમારો તેમજ વહાણ મરામત કરનારાઓ કનેથી શીખી લીધેલાં. નૌકામાં રહ્યે રહ્યે ત્યાં મળી આવેલી 'સ્ટાન્ડર્ડ' પત્રની એક જૂની પ્રત અને એક ચીંથરેહાલ બાઈબલમાંથી મહામહેનતે એણે થોડાંક પાનાં ઉકેલ્યાં હતાં. પોતે નૌકાપતિના હોદ્દા પર હતો.

*

અંગ્રેજી ભાષાના એક રત્નમણિ બનનાર સાહિત્યસ્વામીનું પ્રથમ બીજારોપણ આ રીતે થયું. અંગ્રેજી જબાનના માધુર્યને, શબ્દઝંકારને એણે અહીંથી પકડ્યા. પણ શબ્દપ્રયોગોનો

ઇલમી ગણાતો એ લેખક મરતાં સુધી શુદ્ધ અંગ્રેજી ઉચ્ચારો નહોતો કરી શકયો.

*

એના વાણીપ્રભાવનું ને એના લટ્ટુવેડાનું તો અંગ્રેજ તરૂણીઓ ઉપર એક જાદુ જ છંટાઈ ગયું. કદાચ જેસ્સી પણ એ વશીકરણમાં જ ઝલાઈ ગઈ હશે.

*

યુવાવસ્થાની શૂન્ય એકલ ઘડીઓમાં, ન ભેદી શકાય તેવી એની અતડી અને એકલપ્રેમી પ્રકૃતિમાં એને ઊર્મિઓ ઠાલવવાના સાથીઓ કોણ? એની કૃતિઓની હસ્તપ્રતો—એ હસ્તપ્રતો જ એની રહસ્યસંગિનીઓ બની રહેલી.

*

કેમકે એ તો એક ખલાસી હતો. દરિયાની અનંત એકાંતમાં એને મહિનાઓ સુધી જીવવાનું હતું. પ્રકૃતિથી મિત્રહીન હતો. જગતના તીરે તીર પર એ ભમ્યો ને ભમતાં ભમતાં એણે પોતાની કથાનાં પાત્રોને આલેખ્યાં, ચાહ્યાં, સ્વજનો બનાવ્યાં. ધરતી પર તો તે પછી એ ઘણે કાળે ઊતર્યો. દરિયો છોડીને કલમ તો એણે તે પછી પકડી.

×

આવા તરંગી પતિની પરણેતરને સંસાર—જીવનમાં ઘણું ઘણું વેઠવું પડેલું. પત્નીના જીવનમાં કોનરેડ એક અતિ લાડ-વેલા, બગડેલા, છેક ગાંડપણની હદે જઈ પહોંચેલા બાળક

જેવો બન્યો હતો. કોઈ કોઈ વાર એ હદ પણ વટાવી જઈ, દિવસોના દિવસો સુધી એ ગાંડો રહેતો.

×

પત્ની એક પ્રસંગ ટાંકે છે: હું પથારીવશ હતી. ઘરની દાસી પણ માંદી પડીને દવાખાને ગઈ હતી. મહાન સાહિત્યકાર પત્નીને પડતી મૂકી આ દાસીને મળવા ગયા. તમે કોણ છો? દર્દીનું નામ શું છે? એ પ્રશ્નોના જવાબ આપવાની એણે સાફ ના પાડી. છોકરીને મળ્યા વિના જ ભાઈ સાહેબ ધુવાંપુવાં થતા ઘેર આવ્યા. છોકરી મરી ગઈ, કૉનરૅડ મેડી ઉપરના પોતાના ખંડમાં જઈ વીસ દિવસ સુધી પથારીમાં પડયો રહ્યો; ને ત્યાંથી મને કાગળ લખે—"ઓ વહાલી! તારાં દર્શન માટે હું ઝૂરૂં છું."

×

કોઈને લાગે કે એ કેટલા જોજન દૂર પડ્યા હશે! ખરી રીતે એ હતા તો એ જ મકાનમાં: મારાથી એક જ માળ ઊંચે. હું તો એના લાડ જાણતી હતી એટલે ન જ ગઈ.

×

પત્નીનાં બેઉ ઘુંટણ ઉપરના હાડકાં ભાંગેલાં. વળતા દિવસે જ ઓપરેશન કરાવવાનું ઠરે છે. ને બીજી બાજુ આ ભાઈસાહેબ કહ્યા કારવ્યા વિના તે જ રાતે ત્રીસ નામાંકિત મહેમાનોને વાળુ માટે નિમંત્રી લાવે છે!

×

ને એ તો વાળુમાં કેવી ઊંધી ખોપરીના અતિથિઓ ! એચ. જી. વેલ્સને તો કવીનાઈનના પાણીમાં ધોએલ સુકા પાંઉના ટૂકડા સિવાય બીજું કશું ખપે જ નહિ; ને ભાઈ બર્નાર્ડ શાને કોપરૂં તથા સૂકી બિસકીટ જ બસ થઈ ગયાં. વાળુ ગેરવલ્લે ગયું. પતિનું ભેજું વિફરી ગયું.

×

કોનરેડનો સંધીવા, કોનરેડના મિજાજો, કોનરેડની બેવકુફીઓ, કોનરેડની ધુનો ને પ્રતિભાઃ એ બધાના પાને પાને છલોછલ રસપ્રસંગો આલેખીને અંતે પત્ની પતિને ક્ષમા આપે છેઃ 'શું કરે એ બાપડા ! એ મહાન સર્જનનું મન મારા જેવી સામાન્ય ગૃહિણીથી ન સમજાય એવા કોઈ અગમ નિગમમાં રમતું હશે એટલે જ તો !"

# ખંડેરો બોલે છે

ખંડેરો અને ખાંભીઓની ઇતિહાસ–ચાવીઓ જે કંઈ પણ જીવતી રહી છે તે લોકવાણીના કંઠોપકંઠ સચવાયે આવતા ખજાનામાં જ રક્ષાયલી છે. એકલા મુંગા પથ્થરો જવાબ નહિ આપે. શોધક, તારે સંસ્કૃતિના સાચાં વહેન પકડવાં હોય તો લોકોના કંઠમાં જઈને ગોતજે.

સોરઠી ઇતિહાસનાં સબળ રહસ્યો તો ઘણાં ઘણાં છે. પણ આજના યુગને કાને ફુંકવાનો એક મહાન ધ્વનિ હું તો સોરઠી ખંડેરોમાંથી આ સાંભળું છું: વિચારના ઔદાર્યનો; આચારની જડો ભેદતી નવદૃષ્ટિનો: ભાતભાતનાં જાતિ મિશ્રણોમાંથી જન્મેલા બહુરંગી સંસ્કાર–ફૂલોનો.

+

જુનાગઢના રા'માંડલિકને પોતાના ખપ્પરમાં પધરાવનારી મોણીઆ ગામની ચારણી નાગબાઈ જાણીતી છે. રા'ને એણે રોળાવ્યો, કે શું થયું, એ વાત જવા દઈએ. પણ

મોણીઆમાં આઈ નાગબાઈનું થાનક છે. ત્યાં નાગબાઇની ખાંભીની મોખરે જ બીજી બે ખાંભીઓ બતાવવામાં આવે છે. ખુદ ચારણોની જ લોકવાણી સમજ પાડે છે કે મોવલી બે ખાંભીઓ એક ઢેઢ અને ઢેઢડીની છે. લોકભાષા એમ ભાખે છે કે આઈ નાગબાઈના ખોળામાં ઢેઢ–ઢેઢડીની ખાંભીઓ છે!"

ખોળામાં ખાંભી: એક રૂઢિચુસ્ત ગણાતી જ્ઞાતિની, દેવીપદે સ્થપાએલી ચારણીના 'ખોળામાં' ઢેઢ–ઢેઢડીની ખાંભી!

શા માટે?

વાયકા જવાબ વાળે છે: આઈ નાગબાઈ હેમાળો ગળવા ચાલ્યાં હતાં તે વખતે એમની જોડે હેમાળે બીજા કોઇએ નહિ, ફક્ત આ હરિજન–બેલડીએ જ સાથ પૂરાવ્યો હતો. 'આઈ'ના ગાડાની ઊંધ ઉપર એ બે જણુ બેઠાં હતાં. આજ એ બેઉની ખાંભીઓ આઈના ખોળામાં જ હોય. પહેલાં આ બે ખાંભીઓ પૂજાય. પછી પૂજાય આઈની ખાંભી.

આ લોકપરંપરાનો ધ્વનિ પોતાની મેળે જ બોલે છે.

×

બીજું એમ બોલાય છે કે નાગબાઇને એના પ્રથમના ધણીએ કાઢી મૂક્યાં હતાં. પરનારીના રૂપમાં લોભાઈને આ કંદરૂપી ધરનારીનો છેડો ફાડનાર એ દેવીભક્ત ચારણ ભુંડો રેઢ પાટખિલોડી નામના ગામનો ગામધણી હતો. કહે છે કે એ રૂપવંતી નવી નારી તો આ ભક્તજનનાં ખુદ ઇષ્ટ દેવી હતાં. દેવીએ સેવકનું પારખું લીધું. નાલાયક ભક્તનો નાશ કર્યો.

કથા કહે છે કે ભક્તરાજ ભુંડો રેઢ ગામતરે જાય છે.

રસ્તે એક બિમાર બુઢ્ઢી સ્ત્રી પડી છે. વીનવે છેઃ સામા ગામ સુધી મને અપંગને તમારા રથમાં લઈ જશો બાપા ?

જવાબમાં તિરસ્કાર કરીને ભક્ત ચાલ્યો ગયો.

પાછો આવે છે ત્યારે માર્ગે એક રૂપસુંદરીને બેઠેલી દેખી. 'સામે ગામ લઈ જશો ?' 'ઘણી ખુશીથી' એમ કહીને રથમાં લીધી. માર્ગે પ્રેમ થયો. સુંદરીએ કહ્યુંઃ તારી સ્ત્રીને ઘરમાંથી કાઢ તો પછી જ આવુંઃ ખુશીથી ખુશીથી : ભક્તે ગરીબ ઘરનારીનો છેડો ફાડી બહાર કાઢીઃ સુંદરી રૂપી દેવીએ શરાપ્યોઃ જા, તારી લાજ નહિ રહે ! કહેતાં જ ભુંઠાના દેહ પરથી લૂગડાં સળગી ગયાં. નાગો નાગો ભમે. કોઈ કપડું નાખે તો તે ભુંઠાના દેહને અડકતાં જ ખાક થઈ જાય.

આખરે આઈ નાગબાઈએ પોતાની કામળી નાંખી. એ એક જ અણસળગી રહીઃ ભુંઠાની એબ ઢાંકવા પૂરતી જ. પાટ-ખિલોડી ગામનો આજે 'ટીંબો'જ રહ્યો છે. નાગબાઈએ પછી નવું ઘર કર્યું. નાગાજણના પિતા સાથેઃ

શા માટે ?

નાગબાઈએ કહ્યુંઃ કળિકાળ બહુ કઠણ આવ્યો છે. હજી વધુ કઠણ કાળ હાલ્યો આવે છે. ચારણ્યોનાં સત ચળી જશે; મારી કોમની બાઈયું જમાનાના પવન–ઝપાટા નહિ ઝીલી શકે. હું ફરી પરણું છું કે જેથી મારી જાતબહેનોને ફરી પરણતાં સંકોચ ન રહે.

પુનર્લગ્ન કરનાર એ નાગબાઈ લોકોમાં દેવીપદે બેઠાં.

આજ પણ બેઠાં છે. મૃત્યુલોકનાં માનવીઓ જેનાં શીલને આદર્શપદે સ્થાપે છે તેને જ દેવદેવીનું પદ આપે છે.

×

કાઠી, કોટીલા, ખસીઆ, વાઘેર, ગોહીલ, કોળી, એવી એવી અનેક સોરઠી કોમોનો ઉદ્‌ભવ 'વટાળ'માંથી, એટલે કે આંતરલગ્નોમાંથી થયો છે એ વાત મુગ્ધ હૃદયે આ લેખના લેખકે વારંવાર લખી છે. અને અણુથાકી જીભે કહી છે. વાળાવળોચ નામે ઢાંકનો રજપૂત રાજવી–સૂર્યપુત્ર શીલાદિત્યની વંશવેલ્યે જન્મેલ ગણાતો. આ વાળો વળોચ એ પરદેશી અને અનાર્ય લેખાતી પટગર શાખની કાઠી કન્યાને પરણ્યો.

અમરો પટગર સિંધના રાજાના કોપનો ભોગ બની ભાગ્યો હતો. કુટુંબકબીલો લઈને ઢાંક ઊતર્યો. વાળા રાજનું શરણ માગ્યું. વાળો વળોચ કહે કે તારી પુત્રી મને પરણાવીશ? રીતસર પાણિગ્રહણ કરું. ને પછી લોહીને નાતે તારી ભેર કરું. પટગર કાઠી શર્ત મૂકે છે કે પરણવું હોય તો અમ ભેળો ભાણે જમવા બેસ. વાળા વળોચે કાઠી ભેગા રોટલા ખાધા, વળોચના ભાઈઓથી આ ન સહેવાયું. તેમણે ભાઈને જાતિ-ભ્રષ્ટ કર્યો, રાજભ્રષ્ટ કર્યો. દુશ્મન લેખે કાઢયો.

આ એક આંતરલગ્નમાંથી આખી કાઠી જાતિ ઊભી થઈ.

એક ઇતિહાસલેખક શંકા કરે છે. ખાચર ખુમાણ અને વાળાની આખી માનવસંખ્યા ધ્યાનમાં લેતાં એટલાં બધાં માણસો એક જ લગ્નમાંથી નીપજે જ નહિ. એનો ખુલાસો

આ છે. એક રાજલગ્નની ચોપાસ અનેક બીજાં આંતર્લગ્નો ઊજવાયાં હશે. અનેક વાળા યોદ્ધાઓ કાઠી પુત્રીઓને પરણ્યા હશે. અને એ સો પાંચસો આંતર્જાતીય લગ્નનો ફાલ સોરઠની તવારીખમાં કંઈ ઓછો શોભ્યો છે !

+

શિહોરના બ્રાહ્મણ રાજવી અને ધાંખડા બાબરીઆની રાજકન્યાઃ બેઉનાં લગ્નમાંથી કોટીલા કોમનો ઉદ્‌ભવઃ ખસની કોળી–કન્યા અને સેજકપુત્ર વીસાજી ગોહિલ વચ્ચેનું પ્રેમલગ્નઃ તેમાંથી નીપજ્યા કેરીની ફાડ સમી આંખોવાળા ખરીઆ જોદ્ધાઃ કચ્છ ભુજનો રાજપુત્ર અને કાબાની કાળી કાળી માછીકન્યાઃ તેમનાં લગ્નમાંથી ફાલ્યું વાઘેરકુળ. જેઠવાનો ટીલાત અને મેરની કુમારી; એ બેના વિવાહે રાજસખા મેરોની 'રૂડી' માનવ–વેલ્ય ઉગાડી.

×

સોમૈયા દેવની સખાતે જતો અરઠીલાનો ગોહિલ કુમાર હમીર લાઠીઓ યવનોની ચડાઈ સામે મૃત્યુ તો નક્કી જ છે કરીને ચડ્યો હતો. મસ્તક સોમનાથ મહાદેવને કમળ–પૂજામાં અર્પી દીધું હતું. પણ પાછળ વંશ રહે, અને પોતાની જોડે હિન્દના દેવને રક્ષવા માટે બીજી મદદ મળે તે સારુ થઈને એણે ગીરની, દોણુ–ગઢડાની ઝાડીની અંદર વસતા ધનુર્ધારી ભીલરાજ વેગડાની કન્યા જોડે વિવાહ કર્યો, એ એક જ રાતના લગ્નમાંથી નીપજેલા ગોહિલ શાખના ભીલો આજ પણ કોડીનાર પંથકમાં વસે છે.

×

એ પ્રત્યેક જાતિ–મિલનની પછવાડે તપાસીએ તો ઉચ્ચ કુળમાંથી ચ્યુત થનાર દરેક બંડખોરને રાજત્યાગ કરવા પડેલ છે, તેમજ બીજી સામાજિક સજાઓની બરદાસ્ત કરવી પડી છે. એ પ્રત્યેક લગ્ન ઉપર આત્મભોગની, પીડનની છાપ અંકાયલી છે. ઢોંગ, સ્વાર્થ, હવસ કે એવી કોઈ વિકૃતિને એમાં સ્થાન નહોતું. માટે જ સોરઠના ઇતિહાસમાં પ્રેમશૌર્ય ભરી 'શીવલરી' ના રંગો પુરનારી એ જાતિઓ હતી. એ લગ્નોએ સમાજમાં વિપ્લવનાં પૂર વહાવ્યાં. રૂઢિની ભીંતો ભાંગી; માટે જ એ લગ્નોના ધ્વનિને હું સોરઠી તવારીખનો મર્મ–ધ્વનિ કહું છું.

+

આવા ધ્વનિઓની શોધે ચઢેલી સ્મૃતિ ભમતી ભમતી સૌરાષ્ટ્રની ઉગમણી સાગરપટ્ટી ઊપર વેળુ ખુંદે છે ને સાગર-તીર પર દોડી જતી ડુંગરમાળમાંથી જરી અલગ પડી જતા એક શંકુ–આકારના ઊંચા ડુંગર પર ઠરી જાય છે.

ડુંગર ઉપર જૈન દેવાલયોની પતાકા ઉડે છે તેનો મને મોહ નથી. ડુંગરના કલેવરમાં સંખ્યાબંધ ગુફાઓ કંડારીને બૌદ્ધોએ પોતાનો ધર્મવિહાર વસાવ્યો હતો તે વાત પણ સોરઠી તવારીખ ઉપર કોઈ સ્પષ્ટ ભાત પાડનારી મને લાગતી નથી. નરસૈયા 'ભક્ત હરિના'ની નિશાળને નામે ઓળખાવવામાં આવતો એક ગુફા–ખંડ પણ મારી ભક્તવૃત્તિને જગાવતો નથી. જળે ભર્યા જે ભોંયરામાં થઈને નરસૈયો પોતાના મોસાળ-ગૃહ તળાજામાંથી રોજ રોજ ગોપનાથજીનાં દર્શને અલોપ થતો હતો એ ભેદી કથા પણ મનને હેરતમાં નાખતી નથી.

ઇતિહાસલક્ષી મારી નજર તો એ ગુફા–મંડળમાંના પેલા મહાન સંથાગારને શોધે છે, કે જેનું લોકદીધું નામ છે 'એભલ–મંડપ.'

+

અહીં, આ એભલ–મંડપની અંદર ઊભીએ છીએ ત્યારે સાતેક સૈકાઓનાં ઉપરાઉપરી બીડાયલાં સમય–દ્વાર ખુલ્લાં થાય છે. બેઉ બાજુ બે કુંડોમાં ઘી–દૂધના ઘડા ઠલવાય છે. વચલી એકૂંજ લગ્ન–વેદીમાંથી જવતલના ગોટેગોટ ધુમાડા ગગને ચડે છે. વેદીને કાંઠે 'બાપ એભલ' ઊભો છે, ને વેદીને વીંટળાઈ વીંટળાઈ થોકેથોક વરઘોડીઆં–વરકન્યાનાં જોડલાં પરણી રહેલ છે. પરણતી કન્યાઓ એભલ–મંડપમાં માતી નથી. આખો તાલધ્વજગિરિ ચુંદડીઆળી કન્યાઓની પગ–ઝાંઝરીઓના રૂમઝુમાટ ઝીલે છે. દસે દીશથી માર્ગે માર્ગે ચુંદડીઆળી કન્યાઓની કતારો ચાલી આવે છે. સૂકા, સળગતા, વૃક્ષવિહીન એ પહાડ ઉપર જાણે કે વનશ્રીએ જીવતાં, જંગમ, લીલાંછમ ઝાડવાંની સ્વપ્નસૃષ્ટિ પાથરી દીધી છે.

આજે તો મુક્તિ–દિન છે, પ્રજાની હજારો હજારો કન્યાઓનો. તેરથી માંડી ત્રીશ ત્રીશ વર્ષો સુધીની વયે પહોંચેલી એ દીકરીઓ માબાપનાં ઘરોમાં સંતાઈ કેમ જાણે કોઈ અપકૃત્ય આચર્યું હોય એવું કલંક ભોગવતી જીવતી હતી. વિના વાંકે આ પુત્રીઓ બંદિનીઓ બની હતી. ઇજ્જત જવાના ભયે દિનરાત ફફડતાં માવતરો પોતાની પુત્રીઓ પર પહેરા

રાખતાં હતાં. પરણ્યા વગરના હજારો જુવાનો ઘડપણ સ્વીકારી સ્વીકારી નિર્વંશતાની બીકને કાંઠે બેઠા હતા.

એ તમામને માટે તળાજાના ડુંગર ઉપર આજે મુક્તિનો દિવસ ઊગેલ છે. રાજા એભલે એ તમામનાં જીવનોને રૂંધી રાખનાર સામાજિક કારાગારની દિવાલોના ભૂક્કા કર્યા છે.

એ દિવાલ જેવી તેવી નહોતી. એ તો બ્રાહ્મણોની ચણેલી દિવાલ હતી, જીવતાં મનુષ્યોને ચણી લેવાની દિવાલ હતી.

તાલધ્વજ ઉપર ધેનુઓનાં વાછરૂ જેવી કિલ્લોલતી એ હજારો પ્રજા–કુમારીઓ પરણવા ચાલી છે. મોડબંધા જુવાનોમાં નવું જીવન ધબકારા મારે છે. લગ્નસંસારના મનોભાવો ભસ્મ બની ગયા હતા તેને સ્થાને જીવન–લહાવની નીલી વાડીઓ લચી ગઈ છે. રાજા એભલ આજે એ હજારો કન્યાઓનું એકલે હાથે કન્યાદાન આપે છે. એક એક કન્યાદાને રાજા એભલ એક એક અશ્વમેધનું પુન્ય હાંસલ કરે છે. રાજા એભલ પોતાના પાયતખ્ત વળા શહેરથી ખાસ તળાજાને ડુંગરે આ હજારો કન્યાઓનું સંયુક્ત લગ્ન ઊજવવા આવ્યા છે. લોકપુત્રીઓનું નીલું નંદન–વન નિહાળી રાજા એભલને શેર શેર લોહી ચઢી રહેલ છે.

"રાજા એભલ!" કોઈ આવી ખબર આપે છે: "વાલ્યમ બ્રાહ્મણો તને શરાપી રહ્યા છે."

"શરાપવા દેજો.' રાજા એભલ અડગ છે.

" રાજા એભલ ! " બીજો સંદેશો મળે છે : " વાલ્યમ બ્રાહ્મણો ત્રાગાં કરવાની અણી પર છે. વળા તળાજાના દરવાજા પર લોહી છંટાશે બ્રાહ્મણોનાં. "

" છંટાવા દો. "

રાજા એભલે વાલ્યમ જ્ઞાતિના એ પુરોહિતનો ડર ત્યજ્યો હતો. એણે ખાટકીવાડેથી ગાયો છોડાવવાનું કામ હાથ ધર્યું હતું.

વાલ્યમ બ્રાહ્મણોનાં એક હજાર ખોરડાં વળા શહેરમાં વસતાં હતાં, વાલ્યમો ત્યાં વસતી કાયસ્થ નામની જ્ઞાતિના ગોરો હતા, કાયસ્થોની દર એક એક કન્યા પરણાવવાના એકસો એકસો રૂપિયા આ ગોરો વસુલ કરતા.

પરિણામે અનેક કન્યાઓનાં માવતર આ બ્રાહ્મણોનો કર ન ચૂકવી શકવાને કારણે પોતાની દીકરીઓને ત્રીશ ત્રીશ વર્ષની કરી બેઠા હતા.

તેઓએ વાલ્યમોને કાકલુદીઓ કરી, કે લાગો ઓછો કરો.

વાલ્યમોએ મચક આપી નહીં.

આખી કાયસ્થ કોમ લગ્નો બંધ કરી બેઠી. તોયે વાલ્યમો ન પીગળ્યા ધમકી આપી કે " લગ્નો નહિ કરો તો અમે ત્રાગાં કરીશું, લોહી છાંટશું, ધનોતપનોત કાઢી નાખશું તમારું. "

કાયસ્થો ડરીને રાજા એભલની પાસે ગયા.

રાજા એભલે કહ્યું: " ફિકર નહિ, કરો લગ્નો. દર એક કન્યાને મારી પુત્રી ગણી હું એના પૂરા લાગા વાલ્યમ બ્રાહ્મણોને ચુકાવીશ. જ્યોતિષી ! એક શુભ દિવસના જોષ જોઇ નાખો. એક જ દિવસે હું તમામ કન્યાઓને પરણાવીશ. "

વાલ્યમોનો મદ ન ઊતર્યો. એમણે જવાબ દીધો: પહેલા પૈસા, પછી ફેરા ફેરવીશું.

પ્રજાની તેમજ પોતાની સહનશીલતા ઉપર આટલું બધું દબાણ લાવનાર વાલ્યમોની સામે રાજા એભલની આંખો ફાટી. એણે કાયસ્થોને આદેશ દીધો " ચાલો કન્યાઓ લઇને તળાજે. ત્યાં હું કન્યાદાન દઇશ, બીજા બ્રાહ્મણોને બોલાવી ફેરા ફેરવશું.'

લોકભાષામાં એભલે 'ક્રોડ કન્યાને' એક સામટું કન્યાદાન આપવાનું બોલાય છે. 'ક્રોડ' શબ્દ મોટી સંખ્યાનો સૂચક છે. હજારો તો નક્કી હોવી જોઇએ.

સર્વને પરણાવી, ડુંગર ઉપર એ બંધનમુક્તિનો મહાન લોકોત્સવ મચાવી, રાજા એભલ પાછો વળામાં આવ્યો, ત્યારે વાલ્યમોએ ફરીથી કાયસ્થોને દબાવ્યા કે "અમારા લાગા આપો, નીકર ત્રાગાં કરીશું."

રાજા એભલે ફરી એકવાર ગોરોને તેડાવી સમાધાન માટે મહેનત કરી. પણ વાલ્યમોએ રાજાને ગાળો દીધી.

" ત્યારે હવે તો તમે મારી વસ્તી તરીકેનું રક્ષણ પણ ગુમાવો છો. " એટલું કહીને રાજા એભલ ખસી ગયો.

અને કાયસ્થોના રોકેલા ભાલાળા ભીલોએ વાલ્મમો પર હુમલો કરી અનેકને સંહારી નાખ્યા. બચ્યા તેટલા વાલ્મમો સદાને માટે વળા છોડી ગયા.

સાત સૈકા પહેલાનાં સમયમાં બ્રાહ્મણી સત્તાના અનર્થ સામે હામ ભીડનાર રાજા એભલનો નામધ્વનિ સોરઠી તવા-રીખમાંથી ઊઠયા કરે છે અને બૌદ્ધોના એ પ્રાચીન વિહા-રનો સંથાગાર, એભલના નામ સાથે જોડાઈને 'એભલ-મંડપ' નામથી ઓળખાય, તેમાં ગર્ભિત ભાવે એભલના એ મહાકાર્યનું લોકોએ કરેલું સ્મારક શોભી રહ્યું છે.

સોરઠી તવારીખનાં પાનામાં પડેલી આવી આવી ઘટ-નાઓ વધુ સજીવ સ્વરૂપ માગે છે. આપણા ઇતિહાસનાં તારતમ્યોનું તારણ આપણે જે અનેક દૃષ્ટિએ કરવાનું છે તેમાં આ પણ એક દૃષ્ટિ છે.

+

# " ત્રણ જીવતા ગડૂદિયા "

ત્રણ જ વર્ષો ઉપર જાપાનની પ્રજાસમસ્તે અને જાપાનની રાજસત્તાએ, બેઉએ એક મળી વીર-સ્મારક કર્યું. એક પ્રતિમાની પ્રતિષ્ઠા કરી.

એ પ્રતિમા આવી છે: ઊંચો ઓટો: ઓટા ઉપર ત્રણ દોટ કાઢી રહેલા નવયુવક યોદ્ધા: ત્રણેના છ હાથમાં ઝાલેલી બાર ફૂટ લંબાઈની ને ચાર તસુ પહોળાઈની એક તોપ.

સ્મારકના આ સ્થંભ ઉપર લખ્યું છે: " ત્રણ જીવતા ગડૂદિયા.'

આ ત્રણ હતા, ચીન દેશના શેંઘાઇ બંદર પર રોકવામાં આવેલી જાપાની પલટનના ત્રણ પેદલ સિપાહીઓ. ઈ. સ. ૧૯૩૩ ના ફેબ્રુઆરી મહિનાની ૨૨ મી તારીખને પરોઢિયે એ ત્રણે જણાએ પોતાનાં શરીરોના ફુરચા ઉરાડી દઈ ને પણ ચીનાઈ સૈન્યના અભેદ્ય મોરચાની અંદર એક લાંબી નાળ્યનો ભયાનક ભડાકો કરી ત્રીશ ફુટ પહોળો

માર્ગ ખુલ્લો કર્યો, ને એ માર્ગેથી ધસારો ચલાવી જાપાની લશ્કરે જંગી ચીનાઈ ફોજને સાફ કરી મૂકી.

ચીનના પ્રદેશોને ચાંપતું ચાંપતું જાપાની સૈન્ય કતલ ચલાવે જાય છે. એક ઠેકાણે ચીની મોરચા એ શત્રુઓની રૂકાવટ કરવા સફળ નીવડયા છે. જાપાનની યુદ્ધકુશળતા ત્યાં લાચાર બને છે. એકેય કારી ફાવતી નથી.

કાંટાળા તારથી ગૂંથેલી બેવડી ત્રેવડી જાળી : જાળીની પાછળ ઠાંસોઠાંસ ગોઠવી દીધેલી રેતીની ગુણોની ઘાટી થપ્પીઓ. ને એવી બે ત્રણ થરી થપ્પીઓની ઓથે ધરતીમાં ખાઈઓ ખોદી એ ખાઇઓની આડશેથી મરણીઆ ચીનાઓ તોપો બંદુકોનો સતત મારો ચલાવે છે.

તારની જાળીને તોડયા સિવાય, કોથળાની થપ્પીઓનો નાશ ઉડાવ્યા સિવાય, જાપાની ફોજની આગેકદમ અશકય છે. એ કિલ્લેબંદીને તોડવા જતા સૈનિકો અધવચ્ચેથી જ ચીનાઈ બંદુકોના ભોગ બને જાય છે.

ઓથ લેતા લેતા, લપાઈ લપાઈ છેક નજીક પહોંચી જતા જાપાનીઓ પણ હજુ તો જયાં દારૂગોળાની નાળીઓને યોગ્ય સ્થાને મુકી જામગરી ચેતાવે ત્યાં તો સનનન...... ચીનાઈ ગોળી એનાં માથાં ઉડાવી ભોગ લે છે. ચીનાઈ મોરચાની નજીક પહોંચવાની કોઈની મગદૂર નથી રહી.

ફેબ્રુઆરીની રાત ઠંડીનું કરવત ચલાવી રહેલ છે. સેનાધિપતિનો આદેશ મળેલ છે કે કાલ પરોઢિયે અચૂક ધસારો

કરવાનો છે, કાં તો ચીનાઇ કિલ્લેબંદીને ભેદવી છે, નહિ તો તે દિવાલ પર સેંકડોની આહૂતિ ચઢાવી નાખવી છે. પાછા નથી ફરવું.

ઝીણે દીવે જાપાની ખાઇમાં ત્રણ જુવાનો જાગે છે. મોં પરથી હજુ માતાનું દૂધ સુકાયું ય નથી. હોઠ ઉપર પત્નીઓનાં છેલ્લાં ચુંબનોએ મુકેલી લાલપ જાણે હજુ ભીની ભીની છે. ખાઈની દિવાલોના ઓળા એવાં ત્રણ મીઠાં મોંની ઉપર મૃત્યુની આંગળીઓ ફેરવે છે. ત્રણે જુવાનો વિચાર કરે છે.

શો વિચાર કરતા હશે? અન્ય સહુથી સવાયું પોતાનું શૂરાતન જ બતાવવાનો વિચાર?

દેશબાંધવોનું આખું દળ કટક નાશ પામી જાય તેના કરતાં આપણા ત્રણના ભોગે જ એ સહુને ઉગારી લઇએ એવો કોઈ વિચાર?

કે એક રાષ્ટ્રની શોણિત–પ્યાસ, બીજા રાષ્ટ્રને ખાઈ જવા માટે પોતાના હોઠ ઉપર જે 'દેશપ્રેમ'ની મધુર લાલી લગાવે છે તેવા કોઈ દેશપ્રેમ ઉપર ખતમ થઈ જવાની પશુતા જ તે ત્રણેનાં હૃદયોમાં જાગતી હતી?

કોણ જાણે! કોઈને નથી ખબર, કે એ ત્રણેના મધરાતના મનસુબા શા શા હશે.

પરોડ થયું. ત્રણે જુવાનોએ ખાઈનો મુકામ છોડયો. કોઈ ન જાણે તેવી ગુપ્ત રીતે દોડયા. હાથમાં સળંગ બાર ફુટ લાંબા અને ત્રણ તસુ પહોળા વાંસની લાંબી, વજનદાર નાળી હતી. નાળીમાં ઠાંસોઠાંસ દારૂગોળો ભર્યો હતો.

અને–અને–એ નાળીની જામગરી સળગી ચૂકી હતી.

સળગતી જામગરી સમેત નાળી ઉઠાવીને ત્રણે જુવાન દોડયા, બિલ્લી–પગલે દોડયા. લપાતા લપાતા સામેથી ચાલી આવતી ગોળીઓની ઝડીઓને ચુકાવતા ગયા. અને છેક કિલ્લેબંદીને પહોંચી ગયા ત્યારે આંહીં જામગરી પણ નાળીના છેક કાન સુધી પહોંચી ગઈ. એક જ મિનિટ મોડું થયું હોત તો નાળીનું ફાટવું નિરર્થક જાત.

નાળી ફાટી, તોપ ફાટે તેટલો મોટો ભડાકો થયો, ચીનાઇ કિલ્લેબંદીના ફુરચા થયા. ત્રીસ ફુટનો માર્ગ મોકળો પડયો.

એ માર્ગેથી ચીનાઇ સૈન્ય ઉપર ધસતા જાપાની સૈનિકો ત્રણ માનવીઓનાં વેરણ છેરણ થઇ પડેલાં અંગો જોતા ગયા.

ત્રણેનું મૃત્યુ રાષ્ટ્રપ્રેમના બલિદાન રૂપે ઉજવાયું, ત્રણેનાં બાલબચ્ચાં માટે પ્રજાએ ગંજાવર ફાળા કર્યા. ત્રણેની માતાઓને શહેનશાહ મિકાડોએ વીરોની, દેશભકતોની માતાઓ કહી ધન્યવાદ મોકલ્યા, ત્રણેની શહિદીનું સ્મારક જાપાની પ્રજાની ચિરવંદનાનું સમાધિમંદિર બન્યું : 'ત્રણ જીવતા ગડૂદિયા.'

ત્રણ જીવતા ગડૂદિયા ! ત્રણ વીરોનું આત્મસમર્પણ ! ત્રણ સિપાહીઓની રાષ્ટ્રભક્તિ !

કોને માટે ? શાને માટે ? માતૃભૂમિના કયા ઉગારને માટે ?

નહિ–એક નિરપરાધી પાડોશી રાષ્ટ્રના સંહારને માટે :

લશ્કરવાદ અને સામ્રાજ્યવાદ નામે જાણીતા થયેલા બે જાપાની દૈત્યોના સત્તાવિસ્તારને માટે.

મરેલા ત્રણેના આખરી મનોભાવ, કોણ જાણે, કયા હશે.

પણ આ સ્મારકો, સમાધિ–મંદિરો, કીર્તિસ્થંભો, ને ધન્યવાદોમાંથી કેવી એક કરૂણતા વિલાપ કરે છે.

મહત્ત્વાકાંક્ષા ! જમાને જમાને તને આવી ભક્તિ સાંપડી છે. નવીન એમાં શું છે ?

# વડવાંગડું

હીંગાષ્ટકની ફાકડી ગળા હેઠળ માંડ માંડ ઉતારીને પછી હું બિછાનામાં પડયો. વર્ષભરના વાઙ્મયનું મારું અવલોકન ગુજરાતની રદ્દીમાં રદ્દી એક પણ ચોપડીને ચુકયું નથી એની મને ખાતરી હતી. તેથી મને થાકની તેમ જ સંતોષની ઊંઘ આવતી હતી, પણ એક તો હું વિવેચક રહ્યો એટલે અપચો અને બાદી મારાં નિત્યનાં વહાલસોયાં કુટુંબીઓ છે. ને બીજું આજે મારા અવલોકનની તારીફ઼ સાંભળીને પ્રોફ઼ેસર શંખે મને જમવા નોતરી જરા આગ્રહભેર પત્રવેલીઆં જમાડેલાં, તેથી મારે હીંગાષ્ટકની ફ઼ાકી જરા મોટી લેવી પડેલી. પરિણામે ગડબડાટ કંઈક વહેલો શરૂ થઈ ગયો. શાંત ગગનમાં આષાડની વાદળી ચઢે તેમ મારા જઠરમાં આફ઼રી ચઢી. અને એકાદ કલાકની નીંદ પછી મને લાગ્યું કે મારા ઓરડામાં કશીક ફ઼ડાફ઼ડી થઈ રહી છે. આ શું? આ પક્ષીઓ ક્યાંથી?

થોકેથોક પક્ષીઓ: સફ઼ેદ, ગુલાબી, આછાં પીળાં, વાદળી,

લીલાંઃ કોઈ વાંભ વાંભ લાંબાં, કોઈ ફુટની પહોળાઈનાં, ભિન્ન ભિન્ન કદનાં, આખે શરીરે કાળા કાળા મંકોડા બાઝેલાઃ પ્રત્યેકની ઉપર કોઈ મનુષ્યો બેઠેલાં: વિશેષ અર્ધનગ્ન સ્ત્રીઓ ઊભેલીઃ દારૂના સીસા પડેલાઃ દવાના બાટલા લટકે.

કોઈને આખે શરીરે ભજીઆં કે સેવ મરમરાના ડાઘા, કોઈકોઈની અંદરથી પાંઉરોટીની ભભક છુટે, કોઈ વળી મસાલાની તીખી બદબો છાંટે છે.

તમામ મારા મોં ઉપર પાંખો લગાવી બૂમો પાડતા હતાઃ "ઊઠ ! ઊઠ !"

મેં બેબાકળા થઇને પૂછયું કે 'મુરબ્બીઓ, તમે કોણ છો ?"

જવાબમાં દરેક પક્ષી બોલી ઊઠયુંઃ "અમો ! અમો ! અમો !"

"પણ 'અમો' એટલે કોણ ?"

"અમો એટલે કોણ ?" તમામે પાછી ફડાફડી માંડી, "અમોને નથી ઓળખતો ને મોટો વિવેચક થયો છે! સવાર પડતાં તારા પીછડાં નહિ ખેરી નાખીએ બચ્ચા ! 'અમો' શબ્દથી તો માંધાતાઓનાં કલેજાં ધ્રુજે છે, સત્પુરુષો નાસી જાય છે, ભલભલાઓ અમારા મુખના બે પ્રશસ્તિ–બોલ સારુ અમારા ચચ્ચાર દાદરનાં પગથિયાં ઘસે છે, એવા 'અમો' ને તું ઓળખવાની પણ ના કહે છે પામર !"

"અહોહો ! ઓળખ્યાં ઓળખ્યાં. આપ તો વર્ત-માનપત્રો."

"અત્યુક્તિ મ કર. એ કામ અમો માટે જ રહેવા દે. અમોને માત્ર 'છાપાં' કહીને બોલાવ."

"વારુ! કૃપા કરીને બેસો. સ્વસ્થ થાઓ."

"સ્વસ્થ! 'અમો' સ્વસ્થ! 'અમો' ને અને સ્વસ્થતાને શો સંબંધ! અમો સ્વસ્થ થશું તો જગતનું શું થશે!"

"તો છો ને કુદાકુદ કરો. ફરમાવો, અત્યારે આપને સર્વને કંદોઈની, ગાંધીની, ભઠીઆરાની, ઈત્યાદિ દુકાનોના સુખશય્યા છોડીને શા માટે મુજ રંક ગૃહે ઊતરવું પડ્યું છે?'

"૧૯૩...ના વાઙ્‌મયમાં તેં અમોને કેમ નથી સંભાર્યાં!"

"પણ મુરબ્બીઓ! તમારે ને વાઙ્‌મયને શું લાગે વળગે?"

એક ડાઘીઆ જેવું છાપું બોલી ઊઠ્યું: "ચીંથરા જેવી ચાર પાનાંની બાઇન્ડીંગ કરેલ ચોપડી તે વાઙ્‌મય, અમારાં લખાણોમાંથી ઊંડીને પુસ્તકાકારે પ્રગટ થનાર કચરાપટ્ટી થોથું તે વાઙ્‌મય, ને અમો શું રોજનાં અધશેરીઆં થોથાં લખી લખી જખ મારીએ છીએ!"

"માફ કરજો–"

"ચુ—પ! વારંવાર માફી માગવાનું અમો માટે રહેવા દે."

"વારુ વારુ! પણ જુઓને ભાઈ, તમારું આયુષ્ય જ કાં સાંજ સુધીનું, બહુ તો સાત દા'ડાનું, ને બહુ બહુ તો એક

મહિનાનું: તમારા અલ્પજીવી ઘસડબોળામાં ન ક્યાંય ભાષા-શુદ્ધિ, ન સાહિત્યશુદ્ધિ, ન શ્રમ, ન તપ, ન તિતિક્ષા ન સંયમ, ન વ્યાકરણ, ન સાચો લેખ..."

"હેં! હેં–હે! હુ–હુ–હુ" એવો એક શોર ઊઠયો. છાપાંઓએ નૃત્ય માંડયું, એક પછી એક છાપું બીજાને ગળી જવા માંડયું, ને છેલ્લે જે રહ્યું તે સળગી ઊઠયું.

એ ભડકામાંથી એક માનવ આકૃતિ સર્જાવા લાગી. ભડકો ચાલ્યો ગયો. માનવી સ્પષ્ટ દેખાયું.

ખુરસી પર બેઠેલું, ટેબલ પર ઢળેલું, પસીને રેબઝેબ, ચોર જેવી આંખો, ગાલમાં ખાડા, લમણે ટેકવેલો ડાબો હાથ, એ હાથમાં અરધી સળગેલી સિગારેટ, જમણા કરમાં કલમ: કલમ જાણે કોઈ સમળીની ચાંચ મુર્દાં ઠોલી રહી હોય તેટલી ઝડપથી લખી રહી છે.

સામે પડયો છે એક ચહાનો કપ, એક ગંધાતી પાનપટી, ઢેર ઢેર રાખની ઢગલીઓ.

નીચે ક્યાંક યંત્રમાળ પ્રસવ–વેદનાની કીકીઆરીઓ પાડે છે. ઘંટડીના શોર પટાવાળાઓની ઝોલે જતી આંખોને હેબતાવે છે. ટેલિફોનની ટોકરીઓ જગતમાં કોઈ લાય લાગી હોવાનો ભાસ કરાવે છે.

આ દેખીને હું ચોંકયો. મને એ લખતું માનવી કોઈ કાળી ચૌદશની સ્મશાનરાત્રિમાં ચાલતી તાંત્રિકની સાધનાના નર–બલિ જેવું ભાસ્યું.

મેં એનું લલાટ પંપાળ્યું. મારો હાથ દાઝયો. એ ખદ-ખદતા ચરૂ જેવા કપાળમાં કશોક સળવળાટ થયો.

"તારા કપાળની ખોપરી નીચે આ શું સળવળે છે ?" મેં એને પૂછ્યું.

"એક સ્ત્રી અને બે બાળકો." એણે ઉંચે જોઈને જવાબ દીધો.

"કયાં છે એ ?"

"છે તો અહીંથી પાંચ ગાઉ પરના એક પરામાં."

"દિવાનો છે કે શું ?" મેં પૂછ્યુ "અહીં કયારનો બેઠો છે તું ?"

"એકસો ને બાવીસ વર્ષોથી."

"શું કરે છે ?"

"લોહીનું પાણી કરું છું. ફેફસાંને ક્ષયનાં જંતુઓનો મધ-પૂડો બનાવું છું. પત્નીને અને બાળકોને શેકી શેકી ખાઉં છું."

"તું વાઙ્મય સર્જે છે ?"

"એ તો નથી જાણતો હું. પણ રોજેરોજ, પલે પલે વિશ્વના નવવિચારો ને નવઆંદોલનોના મારા મેજ પર ખડકાતા ઢગલાને ગુજરાતી ભાષામાં ઉતારવા જતાં મારા માથાની ખોપરી ફાટતી મેં અનુભવી છે. રસ્તે ચાલતું માનવી ઝટ ઝટ સમજીને વાંચી લ્યે એવું ભાષા–ઘડતર કરતાં કરતાં મારા પેટમાં લાખો બીડીઓ ને હજારો ચહાના પ્યાલા રેડાયા છે. કોઈ કોઈ વાર ઉજાગરે બળતા આ કલેવરને ટકાવવા મેં પ્યાલી બે પ્યાલી—"

"વાહ! વાહ!" મેં સુગાઈને વચ્ચે પૂછ્યું: "તેં આટલું બધું ક્ષણજીવી જ શા માટે લખ્યા કર્યું?"

"જગતના ચિરંજીવી પ્રવાહને વહેતો રાખવા માટે."

"વાહ! આવું સૂત્રમય વાક્ય તું બોલી શકે છે?" મને વિસ્મય થયું: "તારું નામ?"

"મારે નામ છે જ નહિ, એકાદ તંત્રીના નામની નિત્ય-જલતી જ્વાલામાં મારાં અનેક નામો ખાક થયાં છે."

"ત્યારે તો "ગ્રંથ અને ગ્રંથકાર"ના કોઈ જ ખંડમાં તું અમર નહિ બનવાનો. એ તો ઠીક, પણ તું હંમેશાં ગરમા-ગરમ થઈને શા સારુ લખે છે?"

"માલિક કહે છે કે છાપું ખપતું નથી. વેચાણ કમતી થશે તો સ્ટાફ ઓછો કરશું, તે માટે."

"તું મહાસભાવાદી છે? કે સામ્યવાદી?"

"હું કશા જ વાદનો અનુયાયી નથી. હું તો છું સ્વાર્થ-સંગ્રામમાં કોઈ પણ એક પક્ષેથી લડી કપાઈ જનારો ભાડુતી સિપાહી."

"સામાવાળાને ગલીચ શસ્ત્રોથી લોહીલોહાણ કરવામાં તને શી મજા પડે છે?"

"સામવાળાને? નહિ. એ શસ્ત્રો હું મને પોતાને જ મારું છું. ભિન્ન ભિન્ન શરીરો રચીને હું જ પરસ્પર મારું જ લોહી છાંટું છું. હું તો એકનો એક જ છું. જીવવા માટે જ જૂજવા મારા દેહ–ટુકડાને લડાવું છું."

" તારી છપાઈની જોડણી તો જરી જો! તારાં લખાણોની છાતી પર ચડતી જાહેર ખબરો તો નિહાળ. તારા તરજુમા ને તારા અહેવાલોની કઢંગાઈ તો તપાસ."

" વિવેચક ! " એ માનવીએ ખાંસીનો એક બડખો થુંકી પછી સિગારેટની એક ઘુંટનાં ધૂમ્ર–ગુંચળાં ચઢાવતાં હસીને કહ્યું : " ભાષા, વિચારો, રૂપ, રંગ, ઉઠાવ, વગેરે માટે મેં આજે એક સૈકાથી જે કર્યું છે તેનો ઈતિહાસ એક દિવસ લખાશે. તે દિવસે તમે એને વાઙમયનો ગ્રંથ કહી અવલોકજો ને મેં શું કર્યું છે તેનું માપ કાઢજો. અત્યારે તો માલિકના મોંયે ' સાહિત્ય–વાયડો ' ગણાઈ હાંસી પામતો, ને સાક્ષરોની પરિષદોમાં ' લેભાગુ ' લેખાઈ હડધૂત થતો, પશુ ને પક્ષીની વચ્ચે વડવાંગડા જેવો હું મારા લોહીનું પાણી કરૂં છું. તમારી વાર્ષિક આલોચનામાં મારૂં નામોનિશાન છો ન આવતું. હું તો જાગું છું ને જાગ્યા કરીશ, મારી સ્ત્રીના ને મારા બાળકના પેટને ખાતર.

યંત્રોની કીકીઆરી બોલી, માનવીએ લખવા માંડયું અને એ એકમાંથી મને સેંકડો હાડપીંજરો નીકળતાં, લથડીઆં લેતાં નજરે પડયાં.

હું જાગ્યો ને વિચારમાં પડયો.

વર્તમાનપત્રોનો ફાળો વાઙમયમાં ખરો કે નહિ? આ તંત્રીઓ ઉપતંત્રીઓએ ભાષાનું ઘડતર ને વિચારઘડતર કર્યું કહેવાય કે નહિ?

# વિદૂષક : કંપોઝીટર : સાહિત્યસ્વામી

“ **મા**રો બાપ (જેનું ખરું નામ મને લાગે છે કે કૌફ્-માન હતું) તે તુર્કસ્તાનના ગવર્નર-જનરલ અને એમની દાસી દારીઆનો હરામ—પુત્ર હતો. હું ૧૮૯૫માં જન્મ્યો કે ૧૮૯૬માં, તેની મને નક્કી ખબર નથી.”

આ શબ્દોથી રશીઅન નવલેખક ઇવાનોવ પોતાની ટૂંકી જીવનકથા આપે છે.

“ ગામડાની નિશાળમાંથી નાસી જઇને હું એક સર્કસમાં વિદૂષક બન્યો. ત્યાં મને પેટ પૂરતું ખાવાનું નહોતું મળતું. થોડા વખતમાં જ સર્કસના જીવનથી હું ધરાઈ ગયો. મારા કાકાએ મને ખેતીવાડીની નિશાળે મૂકયો. શાળાના ગણ-વેશનાં ચકચકતાં પીતળનાં બટનો અને વિદ્યાર્થીઓની મોજીલી જીંદગી વિશે ગામમાં ચાલતી બદબોઈ, એ બે મારાં આ શાળા પ્રત્યેનાં ખાસ આકર્ષણો હતાં.

એક વર્ષમાં હું ત્યાંથી પણ નાઠો. એક હાટડીએ નોકરી મળી. તે પછી છાપખાનામાં રહ્યો. ૧૯૧૨ થી ૧૮ સુધી હું

કંપોઝીટર રહ્યો. પણ ઉનાળામાં તો સર્કસની કંપનીઓ જોડે ભમતો. ઘણા ઘણા ધંધા બદલ્યા કર્યા. કુતૂહલથી નહિ, પણ કંટાળાની વૃત્તિને કારણે હું દેશભરમાં રઝળુ બનીને ઘુમ્યો.

વાંચતો પુષ્કળ, ડુમાથી લઈ સ્પેન્સર સુધી, ટચુકડી વાર્તાઓથી લઈ ટૉલ્સ્ટૉય સુધી, પણ પુસ્તકોની છાપ મારા મન પર ધાટી ન પડી. વાંચતો હતો તે તો કંટાળો દૂર કરવાને કારણે, કેમકે દારૂ તાડી હું પીતો ન હતો. મારા દારૂડીઆ બાપે મારી મા ઉપર એવા તો ત્રાસ વર્તાવેલા, કે જેને જોઈ આઠ વર્ષની ઉંમરે મેં દારૂ–તાડી બલ્કે બીડી ય ન પીવાનું નીમ લીધું હતું, (એ નીમ મેં ૧૯૧૯ સુધી પાળ્યું.) ને હું સ્ત્રીઓથી ડરી દૂર નાસતો.

૧૯૧૬માં મારો પહેલો લેખ એક છાપામાં છપાયો. બીજો મેં એક માસિકમાં મોકલવાની હીંમત કરી. બે અઠવાડિયા પછીનું એક પ્રભાત મારા જીવનનું સુખીમાં સુખી પ્રભાત બની ગયું. છાપખાનાના ભેજવાળા ભંડકમાં, જ્યાં હું કંપોઝીટરનું કામ કરતો હતો, ત્યાં આવીને ટપાલીએ મારા નામનો પોકાર કર્યો ને મારા હાથમાં એક કાગળ મૂકયો.

એ હતો મેકસીમ ગોર્કીનો કાગળ. મારા સાથીઓએ એ વાંચવા ટોળે વળીને મને વીંટી લીધો. સહુએ ત્યાં ને ત્યાં નક્કી કર્યું કે હું એક મહાપુરુષ હતો. અમારા મેનેજરનો પણ આવો જ મત પડયો. અને આ મહાપ્રસંગના ઉજવણા સારુ એમણે અમને દસ રૂપિયા એડવાન્સ તરીકે આપ્યા. દારૂ પી પીને તમામ ચકચૂર બન્યા. ને હુંય ચકચૂર તો બન્યો—પણ દારૂ પીધા વગર.

પંદર જ દિવસમાં મેં ઉપરાછાપરી વીસ વાર્તાઓ લખી કાઢી. તેમાંની કેટલીક મેં ગોર્કીને મોકલી, ગોર્કીએ મને જવાબમાં લખ્યું કે હવે વધારે લખતા પહેલાં વધુ અભ્યાસ કર અને વાંચન વધાર.

તે પછીનાં બે વર્ષ સુધી મેં અક્ષર પણ ન લખ્યો. બાકીના આખા જીવનમાં હવે કદી નહિ વાંચું તેટલાં તો પુસ્તકો વાંચી કાઢયાં.

પછી દેશમાં આંતરવિગ્રહ મંડાયો, હું સાહિત્યને વીસર્યો. ભાંપણખોરીમાં પડયો, રાજકારણી લેખો ધસડવા મંડયો, ને છેલ્લે રાષ્ટ્રીય લશ્કરમાં ભરતી થઈને લડાઈ લડવા ગયો.

લડવા તો ગયો એવી ભવ્ય ભાવનાથી કે માનવજાતનું સુખ જોખમમાં પડયું છે. પણ કહેતાં શરમ આવે છે કે ડરીને હું યુદ્ધમાંથી રફુચક થઈ ગયો, ને જંગલોમાં છુપાયો.

રશીયા સ્વાધીન બન્યા પછી ૧૯૨૦ માં ગોર્કીએ મને લેનીનગ્રાડ નગર સુધી પહોંચતો કર્યો. પ્રથમ તો હું ભૂખે મરૂં મરૂં થઈ ગયો. ગોર્કી તો મોસ્કોમાં હતા, ને હું અહીં લેનીનગ્રાડમાં કોઇને ઓળખતો નહોતો.

ગોર્કી જ્યારે પાછા આવ્યા ત્યારે એમણે મને હાથ કર્યો, ને મને પેટ ભરીને ખવરાવ્યું. ખાતાં ખાતાં હું શરમીંદો બન્યો ત્યારે ગોર્કીએ એની મૂછના થોભા જેવા જ બથ્થડ, ધીંગા, ધીરા અવાજે મને કહ્યું હતું કે " હરકત નહિ હરકત, ખા તું તારે ખા, ભુખડી-બારશ ! "

મુરબ્બીઓના માયાળુપણા ઉપર મને કદી જ વિશ્વાસ નહોતો, મને એમાં હમેશાં આશ્રયદાતાપણાની જ ગંધ આવતી. પણ એવી તો મારી અનેક માન્યતાઓને ગોર્કીએ ઉથલાવી પાડી છે.

મેં સંખ્યાબંધ ચોપડીઓ લખી છે, ને મને લાગે છે કે લેખક બનવામાં બહુ મજા નથી. બીજા લોકો વધુ સારી રીતે જીવન જીવે છે; તેઓનાં સુખો, આનંદો વધુ સરલ ને સંખ્યાબંધ હોય છે. તે છતાં જીવનની અનેક વાતો મને સુખ ઉપજાવે છે, અને મારા મનને હું જ્યારે પૂછું છું કે મારે શું દુઃખ છે, ત્યારે મને કશો જવાબ જડતો નથી.

# તણખો ક્યાં હતો ?

જગત માનતું હતું કે એ દેશની વાણી મરી ગઈ છે. સાહિત્યની લેખિની પર ચડી શકે તેવી ભાષા એ દેશની કને હોઈ જ ન શકે !–એ તો ભૂતકાળમાં "હતી !"

એ માન્યતાને ઉથલાવી પાડવા અને પોતાની માતૃભાષાના પુનરુત્થાનનો પડો વજાડવા એક માણસ ઊભો થયો. એનું નામ ઓટો પીક : માતૃભૂમિ ઝેકોસ્લોવેકીઆ; માતૃભાષા ઝેક સાહિત્યની.

કૈક વર્ષો સુધી એણે દરિયાપારના દેશો ખેડયા, પોતાની ભાષાનું નવતર સાહિત્ય દેખાડયું, ને ઢોલ પીટયો કે "જુઓ, 'એ તો હતી' એમ નહિ; એ તો આ રહી; જીવત જાગત અને નવસમૃદ્ધિવંતી."

ખરૂં છે કે પૂરી બે સદીઓ સુધી ઝેક ભાષા ખતમ બનીને દફનાઈ ચૂકી હતી. ૧૬૨૧ ના કોઈ યુરોપી યુદ્ધમાં એ ઝેક નામની સારી પ્રજા જ નકશા પરથી ભુંસાઈ ગઈ. ઇતિહાસે એના નામ ઉપર ધૂળ વાળી દીધી. જે રાષ્ટ્ર હતો

તે આસ્ટ્રીઅન મહારાજ્યનો ટુકડો બની રહ્યો. ઝેક ભાષાને એ વિજેતાએ કાયદો કરી દબાવી દીધી.

જીવતી રહી :એ ફક્ત ગામડીઆ ખેડુતોનાં ઘરોમાં ને ખેતરોમાં: ભાંગીતૂટી ઘરગથ્થુ બોલીને રૂપે : ભારેલો એ ભાષા-તિખારો ત્યાં જલતો રહ્યો.

પણ મુએલી ભાષામાં પ્રાણ હંમેશાં રાષ્ટ્રની નવજાગૃતિ જ ફૂંકે છે. ઝેક પ્રજાનું પણ એવું જ બન્યું. એક સૈકા ઉપર ઝેક પ્રજાના રાષ્ટ્રભાવે પ્રથમ પ્રકમ્પ અનુભવ્યો.

એ રાષ્ટ્રભાવે આત્મોચ્ચારને સારૂ જબાન માગી. રાષ્ટ્રીયતાના ભક્તોએ પેલો તિખારો ઢુંઢયો—ગામડીઆંની બોલીની અંદર: ઢુંઢીને પછી ધીરે ધીરે હાથે એને પંખો કર્યો. તિખારો હતો તેમાંથી આંચ ચેતાઈ.

એ હિણાએલી સુંવાળી ગ્રામ્ય બોલીને સાહિત્યની ભાષા બનાવનાર જુમ્બેશનો પ્રેરક પુરુષ એક અદના સ્કુલમાસ્તર જોસફ જંગમાન હતો. ડૉકટર જહોનસને જે કામ અંગ્રેજી ભાષાને માટે કર્યું તે જ કામ જંગમાને ઝેક ભાષાનું કર્યું. એણે રાષ્ટ્રભાષાના:શબ્દોનો એક કોષ બનાવ્યો.

પરંતુ ભેદ આટલો, કે જહોનસનની સામે તો એક સુવિકસિત ભાષાનું ખેતર તૈયાર પડેલું હતું. જંગમાન તો બાપડો ભટકતો હતો એક કસહીન, કંગાલ અને વિદેશી શબ્દોનાં જાળાં તળે ઢંકાએલ ખારાપાટ જેવી ભાષા—ભૂમિમાં.

એણે શું કર્યું ? જુના પુરાણા ઝેક સાહિત્યને ખોદી

બહાર કાઢ્યું. તેમાંથી તેમજ ખેડુતો ગોવાળોની તળપદી બોલીમાંથી એણે શુદ્ધ ઝેક શબ્દો વીણ્યા.

આ શબ્દોને શું એણે એમ ને એમ સ્વીકારી લીધા? ના, એ જુના શબ્દોમાં તેમજ પ્રયોગોમાં પડેલી વિચાર–વહનની તાકાદ, ખુબી, તેમજ કાવ્યમાં એને ઝીલવાની યોગ્યતાનું માપ એણે દેશી સાહિત્યવિભૂતિઓનાં ભાષાન્તરો કરી કરીને કાઢ્યું.

એવી પદ્ધતિથી એક ભાષાનું ખમીર પુરવાર કરનારો ખરો ગ્રંથ તો મીલ્ટનનો 'પેરેડાઇઝ લોસ્ટ' નામનો કાવ્યગ્રંથ નીવડયો. એનું ભાષાન્તર જંગમાને ૧૮૧૧માં પ્રસિદ્ધ કર્યું. એ અનુવાદની ફતેહ એટલે કે ઝેક સાહિત્યના નવસર્જન-યુગનું મંગલ પગલું.

જંગમાનનો સાદ ફોગટ ન ગયો. તત્કાળ ખાતરી થઈ ગઈ કે રાષ્ટ્રનો પ્રાણ કેવળ પોતાના ઉચ્ચારણની વાણીની જ રાહ જોતો તલપાપડ ઊભો હતો. ઓગણીસમી સદીની પહેલી પચીશીમાં એ આત્મોદ્ગારનો પ્રારંભ થયો—નવાઈ નથી કે એ પ્રારંભ ઊર્મિકાવ્યો તથા મહાકાવ્યોથીજ થયો. બીજી પચીશીમાં તો ગદ્ય પણ આવી પહોંચ્યું.

મહાયુદ્ધને પરિણામે ઝેક પ્રજાને સ્વાધીનતા મળી. શુદ્ધ લોકશાસન મળ્યું. એ સ્વાધીનતાએ પ્રજાની સાહિત્યદૃષ્ટિને વિશાળ પટ અપાવ્યો. ઝેક સાહિત્યકારો સ્થાનિક તથા રાષ્ટ્રીય જીવનના સીમાડા ઓળંગી જગતભરની ભોમને નિરખવા નીકળ્યા. અને આંતરરાષ્ટ્રીય સાહિત્યની અસરોમાં ઝબકોળાયા.

લગ્ન ! કોની સાથે લગ્ન ?

તમારી કોઈ સમોવડની સાથે–સમોવડ નહિ પણ ચડીઆતી સાથે: જીવનયુદ્ધમાં તમને ટકાડી રાખે ને પાનો ચડાવે એવી કોઈક; જીવનના શોણિત–ધબકાર અને રોમાંચ અનુભવવામાં તમને સહાય કરે એવી કોઈક; દયેહૃદયના વેદના–થડકાર તમને કાન પર ઝીલવા આપે એવી કોઈક; અને જીવનનો આ કિનારો કદાપિ તમારાથી એને વહેલો છોડી જવો પડે તો પોતાની પાછળ પુષ્પની સુગંધ તથા સંતની પાવનકારી પ્રભા મેલતી જાય એવી કોઈક...એવી સાથે લગ્ન કરજો. નહિતર તો બહેતર છે કે......બીજી ચાહે તે રીતે ચલાવી લેજો.

×

બીજો અવાજ :

આવી સ્વપ્નઘેલછાને ત્યજી દે યુવાન ! જીવનનો સાચો પ્રદીપ ભલે પ્રેમ હો, પણ યુગયુગોથી આ સારીય દુનિયામાં સ્ત્રીપુરુષોને એક યા બીજે કારણે એ પ્રેમના દીવડા વિના જ

પરણવું પડ્યું છે. કાળસિંધુનો હરએક યુગ લાખો માનવ-હૈયાંની યુદ્ધભૂમિને જોતો આવે છે. એ પ્રત્યેક હૃદયમાં કોઈ ન જાણી શકે તેવાં સમરો ખેલાયાં છે. એ પ્રત્યેક સમરભૂમિની અંધારી ખાઈઓમાં અદીઠ મુડદાં સંઘરાયાં છે. તોરીય એ ઊંડી હૃદય-ખીણને ગોપવી રાખીને ઓ મૂર્ખ! પ્રેમ વગર પરણી લે, પરણી લે.

×

અપરાધીને દેખી તું હસે છે? તિરસ્કાર કરે છે? જેને ભૂલી જવા માટે તું હજારો રૂપીઆ ખર્ચવા ખુશી હોય એવું શું એકાદ આચરણ તારા જીવનમાં નથી છુપાઈ રહ્યું? રાત્રિએ બિછાનાને ઓસીકે જ્યારે તારૂં માથું ઢળે છે ત્યારે શું તું પ્રાર્થના નથી કરતો કે ઓ અંધકાર! આ એક ભૂલ પર ઢાંકણ કર! માટે ભાઈ, રહમ દેજે! પડેલાંને, ભાંગી ભુક્કો થયેલાંને, પારકા અપરાધનું નિમિત્ત બની બેઠેલાંને, પાપીને, સર્વને રહમ દેજે!

અદના માણસની પણ નોંધપોથી કે કાગળચિઠ્ઠી તું જ્યારે ચોરી ચુપકીદીથી ઉઘાડતો હોઈશ ત્યારે તને નિર્લજ્જને, તને મતલબીનેય ઘડીભર તો એમ થઇ જતું હશે, કે તું આત્માના શયનમંદિરમાં ડોકિયું કરે છે-કે જ્યાં જોવાનો હક્ક ફક્ત એક ઈશ્વરનેજ હોઈ શકે.

×

એક વિધુર વૃદ્ધની રોજપોથીમાંથી:

"આપણો પુત્ર મારા પ્રેમનો પડઘો પાડી શકતો નથી. જુદો રહેવા ચાલ્યો ગયો છે. મને આશા હતી કે બાપની

એકલતા દેખીને એનું દિલ દ્રવશે. પણ નહિ; મારે દુઃખ ન લગાડવું ઘટે. કુદરત તો હમેશાં સન્મુખે જ મીટ માંડે છે, પછવાડે નહિ. કોઈ પણ પુત્ર માતપિતાના જેટલો પ્રેમ કદી અનુભવી શકે નહિ. જીવનનો એ નિયમ જ છે. માટે ઓ પરલોકવાસી વહાલી! આપણે માવતરોએ જ મનને વાળવું રહ્યું!"

×

પ્રણયના પ્રથમ મિલનનું એક શબ્દચિત્રઃ

"એક પલમાં તો પ્રકાશના ચમકાર પેઠે સ્ત્રી પુરુષના હૈયા ઉપર ઊછળી પડી. બીજી પળે તેના હાથ પેલાના કંઠની આસપાસ લપેટાઈ ગયા, મોંમાં મોં પરોવાયું અને–દુનિયા આખી ઓગળી ગઈ."

×

મને લાગે છે કે દુનિયાના આરંભથી લઈ આજ સુધી એવો એક પણ મહાપુરુષ નહિ થયો હોય કે જેને એકાદ કોઈ સ્ત્રીએ સાચે સ્વરૂપે ન પારખ્યો હોય. એ સાચું સ્વરૂપ એટલે? સ્નેહનાં ટાયલાં ખેલતો વેવલો છોકરો!

×

# મોતની રાત

સંહારતો સંહારતો એ ગાય છે. ગત મહાયુદ્ધમાં એ લશ્કરી અમલદાર હતો. સરકારી વિમાનસૈન્યમાં એ એક વિમાનનો સારથી હતો. એનું કામ રાત પડતાં શત્રુ–પ્રદેશ ઉપર હવામાંથી બોમ્બો વરસાવવા જવાનું હતું. સ્વાનુભવને એણે કાવ્યમાં ગાયો.

૧

સંધ્યા–કાલ
ફડફડીને મરી જાય છે.
આભની ઘેરાતી કાળાશમાં
ચંદા–પરી સળગે છે.
ફળફળતા શરાબ જેવા
જાંબલીરંગી તારલા
રાત્રીના ઝળાંઝળાં પછેડા પર
ઝબૂક ઝબૂક કરે છે

૨

પ્રત્યેક રૂપેરી માર્ગ ઉપર
ધફડાં દેડકાં, પેટ ઘસતાં
નીકળી પડયાં છે.
ચીબરી ને ઘૂવડ બોલે છે.
વૃક્ષોની આસપાસ,
વેગીલાં ચામાચીડિયાં ચકર ફરે છે,
ખેતરોના ઉંદરડા દરમાંથી નીકળી રહેલ છે.

૩

હું યે નિશાચર પંખી—
મારે યે હવે ચક્કર ચઢી
આકાશે ઊડવાનું :
ને એ અંધારા પ્રદેશ ઉપર
નિર્દય, છુટે હાથે, ભરી દાઝે,
ઝેરના ગોળા વેરવાના !

૪

રાતનાં જીવડાં—
કંસારી ને વાંદા—
ચક્કર ફરતી પાંખે
સંધ્યાના હૈયામાં

ઉદાસીના સ્વરો ભરે છે.
મારી યે રાત-ફેરીમાં
આ પાંખાળાં એન્જીનો રાત્રિને વીંધે છે
તેમ તેમ હું યે એક જન્તુ શો
મારા વિલાપ-સ્વરોને હવામાં ભરું છું.

૫

હું વરસાવું છું
મૃત્યુ, રૂદન, વેદના :
ઓહ ! મારાં સંહારેલાંઓ,
જીવતાં રે'જો-જીવતાં રે'જો !
તમને હું નથી ઓળખતો;
મેં તો આંખો મીંચીને માર્યાં છે;
અણજાણ્યાં હૃદયોમાં અકલ વેદના ભરી દીધી છે.

૬

આકાશમાંથી આવો સંહાર વેરવા
મને આદેશ દેનારા ઓ યુદ્ધ !
હજારો લ્યાનતો હોજો તને !
ઓ શાંતિ-તારલા !
પૂર્વમાં જલદી ઊગજે
કે મુજ જેવાના સંહારક હાથથી
માનવી પરિત્રાણ પામે.

# નવાં પ્રકાશનો

## [ ૧૯૪૩-૪૪ ]

| | | |
|---|---|---|
| ૧. | **પુનરાગમન ખં. ૧-૨** (હરજીવન સોમૈયા)<br>મવાલીજીવનની નવલકથા | ૫—૮—૦ |
| ૨. | **કાંટાની વાડ** (હૉલ કેઇન)<br>ગત મહાયુદ્ધની વેદનાનું ફળ (નવલકથા) | ૨—૮—૦ |
| ૩. | **દીઠું મેં ગામડું જ્યાં**—(રતિલાલ અઢાણી)<br>સાચું ગ્રામદર્શન કરાવતાં ૧૧ પ્રસંગચિત્રો | ૩—૦—૦ |
| ૪. | **વિશ્વસાહિત્યની વાર્તાઓ** (ભોગીલાલ ગાંધી)<br>વિશ્વની ૨૦ ભાષાઓની વાર્તાઓનો સંગ્રહ | ૩—૦—૦ |
| ૫. | **શોધને અંતે** (લાભુબેન મહેતા)<br>સામાજિક વાર્તાઓનો સંગ્રહ | ૨—૪—૦ |
| ૬. | **જીવનશિલ્પિઓ** (નિ. વર્મા—જ. પરમાર)<br>પ્રજાજીવનના ત્રણ ઘડવૈયાનો જીવનપરિચય | ૨—૮—૦ |
| ૭. | **દૂધ—મૃત્યુલોકનું અમૃત** (કાન્તિલાલ શાહ) | ૨—૦—૦ |
| ૮. | **દવાનો છેલ્લો ઘૂંટડો** (ભૂપતરાય દવે) | ૨—૧૨—૦ |
| ૯. | **હઠીલાં દર્દોમાં કુદરતી ઉપચાર**<br>(ભૂપતરાય દવે) | ૧—૮—૦ |
| ૧૦. | **લગ્ન-સાધના** (સોપાન) | ૨—૮—૦ |
| ૧૧. | **વિશ્વદર્શન** (૧૯૪૩-૪૪) છો. મા. કામદાર | ૭—૮—૦ |
| ૧૨. | **આપણે આંગણે ઊડનારાં** (પંખી પરિચય) | ૩—૦—૦ |
| ૧૩. | **વિજ્ઞાનસૃષ્ટિ** (શોધખોળોનો પરિચય) | ૧—૦—૦ |
| ૧૪. | **વિજ્ઞાનનો વિકાસ** (શોધોનો ઇતિહાસ) | ૨—૮—૦ |
| ૧૫. | **પારિભાષિક જ્ઞાનકોષ** (રાજકારણ)<br>સં. સુખસંપત્તિરાય ભંડારી | ૩—૦—૦ |
| ૧૬. | **આઝાદીની યજ્ઞજ્વાળા** (કરસનદાસ માણેક)<br>આઝાદીની લડતનું અવલોકન | ૦—૯—૦ |
| ૧૭. | **૧૯૪૩નાં પગરણ** (રતિલાલ મહેતા)<br>ચાર વર્ષના ચાલુ યુદ્ધનો પરિચય | ૦—૧૦—૦ |
| ૧૮. | **હિંદ-વિશ્વયુદ્ધના વમળમાં**<br>ડુંગરસી ધરમસી સંપટ | ૧—૦—૦ |

